ભાવનગરાધિપતિ મહારાજા શ્રી ભાવસિંહજી

વિવિધ જ્ઞાન ગ્રંથમાળા.

( મણકો ૬૦ મો.

# સ્મૃતિ વર્દ્ધનશાસ્ત્ર.

અથવા

# કેવી રીતે યાદદાસ્ત શકિત વધે ?



લખનાર

## નારાયણ હેમચંદ્ર.



અમદાવાદ.

ધી ડાયમંડ જ્યુબિલી છાપખાનામાં છાપ્યું.



કિંમત ચાર આના.

# ભાવનગરાધિપતિ મહારાજા શ્રી ભાવસિંહજી વિવિધ જ્ઞાન ગ્રંથમાળામાંનાં આ લખનારનાં પુસ્તકો.

ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય અમદાવાદ
ગુજરાતી કૉપીરાઈટ

| મણકો. | | કિંમત. |
|---|---|---|
| ૧ | વિવિધ જ્ઞાન. ... ... | ૦॥ |
| ૨ | રત્નાવળી. ... ... | ૦॥ |
| ૩ | રોમિયો અને જુલિયટ. | ૦॥ |
| ૪ | અપરાધ તત્વ ... ... | ૦॥ |
| ૫ | હિતતત્વ વિવેક.... ... | ૦॥ |
| ૬ | નાની મીઠી વાર્ત્તા. ... | ૦॥ |
| ૭ | વાસવદત્તા ... ... ... | ૦॥ |
| ૮ | સૌન્દર્ય તત્વ ... ... | ૦॥ |
| ૯ | પ્રેમ તત્વ. ... ... ... | ૦॥ |
| ૧૦ | કમળ કુમારી. ... ... | ૦॥ |
| ૧૧ | ઐહિક તત્વ ... ... | ૦॥ |
| ૧૨ | કાળીદાસ અને શેક્સપિયરની તુલના... ... ... | ૦॥ |
| ૧૩ | કવિ તત્વ.. ... ... | ૦॥ |
| ૧૪ | કાવ્ય તત્વ. ... ... | ૦॥ |
| ૧૫ | હૃદય તત્વ.. ... ... | ૦॥ |
| ૧૬ | ઈશ્વર જ્ઞાન. ... ... | ૦॥ |
| ૧૭ | ધર્મ જ્ઞાન... ... ... | ૦॥ |
| ૧૮ | આધ્યાત્મિક વિજ્ઞાન તત્વ | ૦॥ |
| ૧૯ | જયસિંહ ... ... ... | ૦॥ |
| ૨૦ | વિવિધ મીઠી વાર્તાઓ ... | ૦॥ |
| ૨૧ | સંસાર ધર્મ નીતિ ... ... | ૦। |
| ૨૨ | અવગુણપર ગુણ ... ... | ૦। |
| ૨૩ | સૃષ્ટિ ઉત્પત્તિ તત્વ.... ... | ૦। |
| ૨૪ | સૂર્ય ... ... ... ... | ૦। |
| ૨૫ | કર્ણસુંદરી ... ... ... | ૦। |
| ૨૬ | ઉત્ક્રાન્તિ તત્વ ... ... | ૦। |
| ૨૭ | બ્રહ્માંડ તત્વ ... ... | ૦।= |
| ૨૮ | ગાયન તત્વ ... | |
| ૨૯ | મૃણાલિની ... | ૦॥ |
| ૩૦ | રાજ્ય ઉત્પત્તિ તત્વ ... | |
| ૩૧ | સમાજ ઉત્પત્તિ તત્વ | ૦। |
| ૩૨ | રામ ચરિત ... ... | ૦।= |
| ૩૩ | વૈદક આર્ય સમાજ ... | ૦।= |
| ૩૪ | પૃથ્વી ઉત્પતિ તત્વ ... | ૦। |
| ૩૫ | સુંદરલાલ ... ... | ૦। |
| ૩૬ | મનુષ્યોત્પત્તિ તત્વ ... | ૦। |
| ૩૭ | રજપુત ટેક વાર્તા ... | ૦। |
| ૩૮ | ધર્મ તત્વ ... ... | ૦। |
| ૩૯ | કેટલીક વાર્તા ... ... | ૦। |
| ૪૦ | કર્પૂર મંજરી ... ... | ૦। |
| ૪૧ | કોહિનુર ... ... | ૦। |
| ૪૨ | હિંદુશાસ્ત્ર—વેદસંહિતા ... | ૦। |
| ૪૩ | વિશ્વ ઉત્પત્તિ તત્વ ... | ૦। |
| ૪૪ | નાટક તત્વ ... ... | ૦॥ |
| ૪૫ | હસવા રોવાનું તત્વ ... | ૦। |
| ૪૬ | અદકદાન ... ... | ૦।= |
| ૪૭ | સ્ત્રી સદ્બોધ વાર્તાવળિ... | ૦। |
| ૪૮ | તારા મંડળ ... ... | ૦। |
| ૪૯ | ફુલદાની અને બીજી વાર્તાઓ | ૦। |
| ૫૦ | જુની પુરાની વાર્તાઓ ... | ૦। |
| ૫૧ | ધર્મ બંધુ ... ... | ૦। |
| ૫૨ | હિંદુ શાસ્ત્ર—અઢાર પુરાણ | ૧॥ |
| ૫૩ | હિંદુ શાસ્ત્ર—રામાયણ ... | ૧॥ |
| ૬૦ | સ્મૃતિ વિદ્યા એટલે યાદદાસ્ત શક્તિ વધારવાનો ઉપાય | [illegible] |

( કાવસજી પટેલ તળાવ રસ્તો

ભાવનગરાધિપતિ મહારાજા

શ્રી

# ભાવસિંહજી

ને

આ પુસ્તક

તેમના

સારા ગુણોથી ખેંચાઈને

અર્પણ

કર્યું.

૯૧૨

# અનુક્રમ.

---


પ્રકરણ ૧ લું મનનું સ્વરૂપ અને યાદદાસ્તના કામની રીતિ ? ... ૧

,, ૨ જું સંબંધ વિનાના શબ્દ યાદ રાખવા. ... ... ૧૪

,, ૩ જું આંકડાનો સંબંધ કેવી રીતે કરવો ? ... ૨૨

,, ૪ થું નામને યાદ રાખવાની રીતિ. ... ... ૩૦

,, ૫ મું સાધારણ શિક્ષણ ... ... ... ૩૧

,, ૬ ઠું ઇન્દ્રિય શક્તિની વૃદ્ધિથી સ્મૃતિ શક્તિ વધે છે. ... ૩૪

,, ૭ મું એક કામ એક વખતે કરવાથી થોડે થોડે યાદદાસ્ત શક્તિ વધે છે. ... ... ... ૩૯

,, ૮ મું સ્મૃતિ વર્દ્ધનના બીજા ઉપાયો. ... ... ૪૧

,, ૯ મું બીજી તરફ મન વળતું હોય તેને ઠેકાણેસર લાવવાનો ઉપાય. ... ... ... ૫૦


---

# સ્મૃતિ વિદ્યા.

અથવા

# યાદદાસ્ત શક્તિ વધારવાનો ઉપાય.

---

## પ્રકરણ ૧ લું

### મનનું સ્વરૂપ અને યાદદાસ્તના કામની રીતિ.

જેનાથી માણસ વિચાર કરી શકે છે, ઇચ્છા કરી શકે છે, સ્મરણ કરી શકે છે અને તર્ક કરી શકે છે તેને મન કહે છે.

આપણે આંખથી જોઇએ છીએ, કાનથી સાંભળીએ છીએ, નાકથી સુંઘીએ છીએ, જીભથી સ્વાદ લઇએ છીએ અને શરીરના બીજા અવયવથી સ્પર્શ કરીએ છીએ, ચાલીએ છીએ, ખાઇએ છીએ, અધ્યયન કરીએ છીએ વગેરે બીજાં કામ કરીએ છીએ. પણ તે સઘળાં કામ એક પણ મનના અજાણતાં કરી શકતા નથી.

મનનો એક અસાધારણ ગુણ એ છે કે, મનમાં એક વાર જે પ્રવેશ કરે છે તે હમેશાં મનમાં રહે છે. જો હું એકવાર સાભળું કે સિરાજુદદોલા તા. ૧૦ મી એપ્રિલ ૧૭૫૬માં બંગાળા તથા બિહારની રાજગાદી ઉપર બેઠો હતો, તો આ કહેલું મારા મનમાંથી કદી પણ જશે નહિ. આપણે ઘણીક વખતે ઘણી વાતો ભૂલી જઇએ છીએ ખરા, પણ કોઈ કોઇ વખત મહેનત કર્યાથી તે વાતો યાદ આવે છે. જો તે વાતો મનમાંથી એકદમ

જાત, તો મહેનત કર્યાથી તે કદીપણ યાદ આવત નહિ. મેં એક દહાડો હિંદુ-સ્થાનના ઇતિહાસમાં વાંચ્યું કે અકબરે ૧૫૩૦ માં રાજ્ય ચલાવવાની શરૂ-વાત કરી હતી, બીજે દહાડે તે વાત તદન ભૂલી ગયો. એટલુંજ નહિ પણ અકબરનું નામ પણ યાદ આવ્યું નહિ. જો ફરીથી હિંદુસ્થાનનો ઇતિહાસ નહિ વાંચતાં ઘણો વિચાર કરીને તે વાત સ્મરણ કરી શકુ તો જોવામાં આવશે કે વાત મનમાં કોઇ જગાએ છુપાયલી હતી. એક ઓરડીમાં નાના પ્રકારની વસ્તુ હોય, તે ઓરડીની બહારની બારીમાંથી એક નાની વસ્તુ જો વેગથી તે ઓરડીમાં ફેંકવામાં આવે તો તે નાની વસ્તુને શોધીને બ-હાર કાઢતાં ઘણો વખત લાગે છે, અને કદાચ તે મુદલે જડતી પણ નથી. પરંતુ મળતી નથી, તેથી તે વસ્તુ તે ઓરડીમાં નથી, એમ કહી શકાશે નહિ. જેમ ઓરડીમાંની કોઈ વસ્તુ કોઇ કોઈ વખત બહુ મહેનત કયો છતાં તથા શોધ્યા છતાં પણ મળતી નથી, તે છતાં એકાએક એક દહાડો આ-પણી નજરે પડે છે, તેમ મનમાં રહેલા વિષય કોઇ કોઈ વખતે એકદમ યાદ આવે છે. જે તાવવાળા મગજમાં લોહીનો ભરાવ વધારે થાય છે, તે તાવવાળા રોગીના મનમાં ઘણી જુની વાતો યાદ આવે છે એકવાર એક માણસને તાવ આવ્યો હતો, તે અવસ્થામાં તે પાસેના માણસોની આગળ અજાણી ભાષામાં બોલતો હતો. તે છતાં તે પોતે પોતાની ભાષા સિવાય બીજી કોઈ ભાષા જાણતો નહોતો. પછી તપાસ કર્યાથી જણાયું કે, નાનપણમાં તે એક પરદેશી માણસની જોડે રહેતો હતો; તેથી સર્વદા તેની વાતચીત સાંભળતો હતો. તાવની વેળાએ તે પરદેશી ભાષાજ બોલતો હતો. કેટલાક માણસો પાણીમાં ડૂબીને બેભાન થયા પછી તેઓને પાણી-માંથી બહાર ખેંચી કાઢી સેવા કરીને તેઓના જીવ ઉગર્યા છે; એવા માણસોના મોંએ સાંભળવામાં આવ્યું છે કે, તેઓ પાણીમાં ડૂબ્યા પછી જીવનના બધા બનાવ તેને યાદ આવ્યા છે. આ બધા ઉપર વિચાર કરીને જોયાથી વગર હરકતે આ સિદ્ધાંતમાં આવી શકાય છે કે, જે મનમાં એ-કવાર પ્રવેશ કરે છે, તે નિરંતર મનમાં જ રહે છે. તેથી જેઓ કંઇ પણ

યાદ રહેતું નથી આમ કરીને દિલગીર થાય છે, તેઓએ આશાવંત થવું જોઇએ. મનમાં રહેલું જ્ઞાન અથવા જાણેલી બાબતને શી રીતે યાદ લાવવું જોઇએ તે કેળવણી આ બધા માણસોએ જાણવું જોઇએ અને જાણીને તે પ્રમાણે કામ કરવું જોઇએ.

અમે જે ઉપર કહ્યું છે તેના ઉપરથી આંવું સમજાય કે મનમાં કોઈ જ્ઞાન અથવા જાણવું રહેલું હોવા છતાં પણ મન કદી કદી તે સમજી શકતું નથી, અથવા સર્વદા તે મનના ગોચર થતું નથી. પહેલી નજરે જોયાથી આ બાબત વિશ્વાસના લાયક જણાશે નહિ. પણ મનની કામ કરવાની રીતિ જોયાથી એ વિષયમાં અવિશ્વાસ રહેતો નથી. બધા જાણે છે કે, તારીખ ૨૨ મી જુન ૧૮૯૮માં બંગાળમાં મોટો ધરતીકંપ થયો હતો. આ બાબત બધાના મનમાં છે. પરંતુ સર્વદા શું આ બાબત યાદ આવે છે? કદી નહિ, તેમ જો હોત તો બીજા કોઈ બનાવ યાદ આવી શકત નહિ.

મનના અગોચર જે જ્ઞાન અથવા જાણવું એ એ મનમાં છુપાયલું છે, તે જ્ઞાન અથવા જાણવાની જરૂર પ્રમાણે અથવા ઇચ્છાથી મનના ગોચરીભૂત કરવાની શક્તિને સ્મરણ શક્તિ અથવા સ્મૃતિ શક્તિ તથા યાદદાસ્ત શક્તિ કહે છે, જે રીતિથી અથવા નિયમથી આ શક્તિ કામ કરે છે, તેના જ્ઞાનને સ્મૃતિ વિદ્યા કહેવામાં આવે છે.

હવે એ જોઇએ કે શીરીતે આ શક્તિ કામ કરે છે. જેમ નજરને વધારનારા કાચ અર્થાત્ Magnifying glass મેગની ફાઇંગ ક્લાસથી અસ્પષ્ટ ચિહ્ન પણ સ્પષ્ટ દીઠામાં આવે છે, તેમ સ્વપ્નામાં, વિકારમાં અથવા પાણીમાં ડૂબેલી અવસ્થામાં બધા જાણેલા વિષયો સ્મૃતિમાં ઘણું સુસ્પષ્ટ થાય છે, પરંતુ એ બધી અવસ્થામાં યાદદાસ્ત વિશે આપણે વિચાર કરવાનો વિષય નથી. સ્વાભાવિક જાગ્રત અવસ્થાની યાદજ આપણો વિચાર કરવાનો વિષય છે. આપણે જોઇએ છીએ કે કોઇ કોઈ વિષય આપણે ઉત્તમ રીતે યાદ કરી શકીએ છીએ અને કોઈ કોઇ વિષય સારી રીતે આપણને યાદ રહેતો નથી. આપણે તો પણ જાણીએ છીએ કે આપણે જે બાબતપર ધ્યાન લગાડીએ

છીએ અર્થાત્ જેમાં મન લગાડીએ છીએ, તે બાબતમાં આપણી યાદદાસ્ત તેટલી વધારે રહે છે. કોઈ કોઇ વખતે આપણે પોતાની ઇચ્છાથી કોઇ બાબત ઉપર ધ્યાન આપીએ છીએ, જેમ નિશાળમાં વાંચવાના પુસ્તકો, કોઇ કોઇ બાબતની હૃધતા અથવા અહૃધતા આપણા મનને તેની તરફ વધારે ખેંચે છે અથવા તે આપણા મનમાં ઊંડી રીતે ઠસાવે છે. વિષયની હૃધતાથી જે મન ખેંચાય છે, તેનું ઉદાહરણ કહાણી અથવા નવલકથા છે. એક કહાણી અથવા નવલકથા એકવાર સાંભળતાંજ તે વગર હરકતે સ્પષ્ટ રીતે યાદ રાખી શકાય છે; કેમકે નવલકથા વાણી હૃદ્ય છે. અહૃદ્યની બાબત પણ મનમાં ઠસી જાય છે–જેમ કે જુન મહિનાનો ધરતી કંપ. સ્પષ્ટ સ્મૃતિના ઉપયોગી ધ્યાન બધી વખતે જે એકીવારે થાયછે એવું નથી. વારે વાર કોઈ બાબતને જોવાથી, સાંભળવાથી અથવા વાંચવાથી તેની યાદદાસ્ત રહે છે કેમકે દરેક વખતે થોડું ધ્યાન આપવાનું એકઠું એકવારે સંપૂર્ણ ધ્યાન આપવાના જેવું છે. વારંવાર એ વિષયમાં ધ્યાન આપવાનું ફળ એવું થાય છે કે ધ્યાન આપવાની વૃત્તિ અભ્યાસથી બળવાન થાયછે. કાળે કરીને વગર મહેનતે એકવાર જ સ્પષ્ટ રૂપથી યાદ રાખવાને લાયક ધ્યાન આપવામાં આવે છે. તે વાસ્તે બાળકો અને વગર શીખેલા માણસો વારંવાર મોંએ નહિ કર્યાથી કોઇ બાબત યાદ રાખી શકતા નથી, પરંતુ શીખેલા માણસો એકવાર સાંભળતાં જ ગમે તે વિષય હોય તોપણ તે યાદ રાખી શકે છે.

ઉપર ફક્ત સ્પષ્ટ સ્મૃતિના વિષય જ કહેવામાં આવ્યું છે. ક્રિયા નિયમથી જોયલી, સાંભળેલી, વાંચેલી અથવા અનુભવ થયલી બાબતની યાદ આવે, તે કેટલાક ઉદાહરણથી સમજાશે. ( ૧ ) ધારો કે કાલે મારી પાસેથી રામચંદ્ર નામનો એક માણસ દશ રૂપીઆ લઈ ગયો છે. મેં આજે હિસાબ તપાસતાં જોયું કે દશ રૂપીઆ મળતા નથી, તે છતાં કોને આપ્યા છે તે પણ યાદ આવતું નથી. કોઇ માણસની કોઇ વસ્તુ ખોવાઈ ગઇ હોય ને તે જેમ જૂદી જૂદી જગાએ જૂદી જૂદી રીતે શોધે છે, તેમ હું પણ દશ રૂપિઆ શેમાં ખર્ચ્યા છે તે મારા મનમાં શોધવા લાગ્યો,

કાલે સવારથી મેં જેટલા કામ કર્યાં હતા, જેની જેની જોડે મળ્યો હતો, તે બધું યાદ કરવા લાગ્યો. આખરે યાદ આવ્યું કે હું જ્યારે બપોરે ઘરમાંથી બહાર જવાની તૈયારી કરતો હતો, ત્યારે રામચંદ્ર આવીને મારી પાસેથી પોતાના માગતા રૂપીઆ લઇ ગયો હતો; અને રામચંદ્ર ગયા પછી તરત હરગોવંદ મારી પાસે આવ્યો હતો. ( ૨ ) જો હું આમ નહિ કરતાં સાંઝથી સવાર સુધી શું શું કામ કર્યું છે તે યાદ કરવાની મહેનત કરત તો હરગોવંદની જોડે મેળાપ થવા વિષય યાદ આવતાં જ રામચંદ્રની બાબત યાદ આવત અને તેથી રૂપીઆની વાત યાદ આવત. ( ૩ ) અથવા મેં શા શા કામમાં રૂપીઆ ખર્ચ કર્યા છે એ બાબત યાદ લાવવાની મહેનત કરવાની વખતે જો કોઈ હરિચંદ્ર નામના કોઇ માણસનું નામ કહેત તોપણ મને રામચંદ્રની વાત યાદ આવત. ( ૪ ) ઘણા દિવસ પછી કોઇ જગાએ જવાથી અથવા જવાની ઇચ્છા કર્યાથી તે જગાની હદ અને અહદની વસ્તુ, પ્રિય મિત્ર અને વિદ્વેષી શત્રુના વિશે યાદ આવે છે. ( ૫ ) ડિમોસ્થનીસ અથવા સિસિરોના વિશે વાત કહેતાં જ કેશવચંદ્ર સેન સુરેન્દ્રનાથ બાનરજી, કાશીનાથ તેલંગ અને ફીરોજશાહ મહેતા વગેરેના વિશે યાદ આવે છે. ( ૬ ) અતિ સ્વચ્છ ચાંદણી રાતે અમાસની કાળી રાત યાદ આવે છે.

આ બધા ઉદાહરણ અને આપણે સર્વદા જેવા કોઇ વિષય યાદ લાવીએ છીએ, તેના ઉપર વિચાર કર્યાથી જોવામાં આવે છે કે, જે વસ્તુઓ આપણે એકઠી જોઈ છે, સાંભળી છે અથવા અનુભવી છે, તેઓની એક બાબત યાદ આવતાં જ બીજી યાદ આવે છે. જે વસ્તુઓનું એકબીજાની જોડે સરખાપણું તરીકે આપણે જાણીએ છીએ, તે પણ એક યાદ આવ્યાથી બીજી યાદ આવવાની જ, અને જે વસ્તુઓમાં વિરુદ્ધતા છે અર્થાત્ આપણે જે વસ્તુઓ વિપરીત ગુણવાળી તરીકે જાણીએ છીએ, તેમાંથી એક યાદ આવ્યાથી બીજી યાદ આવે છે.

આ ત્રણ સ્વાભાવિક નિયમનું અંગ્રેજી નામ association of ideas અર્થાત્ ભાવનો સંબંધ છે. પહેલા નિયમને પાસેનો, બીજાને સરખો અને ત્રીજાને ઉલટો કહી શકાય.

પાસેનો સંબંધ જૂદી જૂદી રીતે થઈ શકે છે, ઘણીક બાબતો એક સાથે આપણને દીઠામાં આવી છે, જેમ કે ઝાડ, ડાળાં, પાતરાં; આગ, તાપ, પ્રકાશ; તોફાન, વરસાદ; બ્રાહ્મધર્મ, કેશવચંદ્રસેન; આર્યસમાજ, દયાનંદસ્વામી; નેસનલ કોંગ્રેસ, રમેશચંદ્ર દત્ત; હીરક જુબિલી, ધરતીકંપ, આસામ; રામ, લક્ષ્મણ; પંચવટી, સૂર્પનખા; હિમાલય, શીત; હાથાવે, મલમ, ગોળી; દુકાળ, મરકી; ભૂખેશ્વર, ભીખારી; ઇત્યાદિ.

કોઈ કોઈ વખત ભોગજોગે આ પાસેપણાનો સંબંધ સ્થાપિત થઇ શકે છે. કાઉવસજી પટેલના તળાવ પાસે રસ્તાપર એક નાક આંખ વગરનો રગતપીતીઓ જીભ બહાર કાઢીને મોટે અવાજે રાહદારીઓને બોલાવીને ભીખ માગતો હતો. એ ઘણા વર્ષની વાત છે. પણ હજી પણ તે જગાપર જવાથી તે ભીખ માગનારને યાદ આવે છે.

પાસેપણાનો સંબંધ ઇચ્છા કરીને પણ સ્થાપન કરી શકાય છે. બધાઓ જાણતા હશે કે કોઈ માણસને કાંઇ કરવા કહેતા કદાચ તે કરવાને વીસરી જાય, એ આશંકાથી તેના ધોતીયાપર તથા કસ ઉપર ગાંઠ બાંધવામાં આવે છે અને તે ગાંઠ જોતાં જ તે માણસને તે કામ કરવાની યાદ આવે છે.

જ્યારે નિશાળીઆઓ વારંવાર શબ્દો ગોખીને મોંએ કરે છે, ત્યારે પણ ઇચ્છા કરીને પાસેપણાનો સંબંધ બાંધે છે. જેમ કે અંગ્રેજી Sun શબ્દોનો અર્થ સૂર્ય–નિશાળીઆઓને માટે "Sun સૂર્ય, Sun સૂર્ય" આવી રીતે વારંવાર ગોખ્યાવિના યાદ રહેવાનો ઉપાય નથી. બે શબ્દના ઉપર એકી વેળાએ ધ્યાન લગાડયાથી એક યાદ આવતા જ બીજું યાદ આવે છે.

સરખાપણાના વિષય પણ જૂદી જૂદી રીતે થઇ શકે છે, જેમ કે શબ્દનું સરખાપણું, અર્થનું સરખાપણું, દેખાવનું સરખાપણું, પ્રકૃતિનું સરખાપણું ઇત્યાદિ. પાણી, નળ; લઢાઇ, મરકીનો ડર; ગાંડો, છાકટો; આકાશ, સમુદ્ર; કુરૂક્ષેત્ર, થર્મોપલિ; ડિમોસ્થનિસ, કેશવચંદ્ર; ઇત્યાદિ.

ઉલટાપણાના ઉદાહરણ જેવા કે અંધારૂં, અજવાળું; શાતા, [illegible]; રોગ, તનદરોસ્તી; સત્ય, ખોટું; રામ, રાવણ; ઇત્યાદિ.

કોઈ બાબતના સ્વભાવની કામ કરવાની રીતિ સમજી શકવાથી તે રીતિ પ્રમાણે કામ કર્યાથી સારૂં ફળ ઉત્પન્ન થઇ શકે છે. આપણે સર્વદા જોતા રહીએ છીએ કે, જેઓ થોડો ખોરાક ખાય છે, સ્વચ્છ હવા લે છે અને કસરત કરે છે, તેઓ બળવાન તથા લાંબી ઉમ્મર ભોગવે છે. જો આપણે પણ તેમ કરીએ તો આપણે પણ બળવાન તથા લાંબી ઉમ્મરના થઇ શકીએ. તેમ આપણે જ્યારે જોઇએ કે સ્મરણ શક્તિ પાસેપણાના, સરખાપણાના અને વિપરીતપણાના નિયમને તાબે થઇને કામ કરે છે, ત્યારે જો આપણે જે કંઇ જોઇએ, સાંભળીએ અથવા વાંચીએ તેઓ વચ્ચે એક એકમાં શો સંબંધ છે, તે જોઇ લેવાનો અભ્યાસ કરીએ અથવા આપણે પહેલા મેળવેલી કોઇ માહીતીની સાથે તેઓનો સંબંધ સ્થાપીએ, તો આપણી યાદદાસ્ત શક્તિ વધવાની જ. આમ કરવા જતાં પહેલાં કંઇક વખત લાગશે ખરો, પણ બે મહિના જ માત્ર દરરોજ અડધો કલાક અભ્યાસ કરવા પછી કંઇપણ વખત લાગશે નહિ. એટલું જ નહિ પણ આપણે જે આ બધા સંબંધ જોઇ લઇએ છીએ તે આપણે પોતે પણ સમજી શકીશું નહિ.

નીચે ૧૬ શબ્દો આપવામાં આવે છે તેના પહેલાની સાથે બીજાનો, બીજાની સાથે ત્રીજાનો, ત્રીજાની સાથે ચોથાનો અને એ પ્રમાણે દરેક શબ્દની સાથે બીજા શબ્દોનો પાસેપણાનો સંબંધ છે, બે બે શબ્દ એકઠાં કરીને આ સંબંધ સમજાવવામાં આવ્યો છે. વાંચનારે વિશેષ ધ્યાન લગાડીને આ સંબંધ સમજી લેવો.

| | |
|---|---|
| સૌભાગ્ય<br>ચંચળતા | સૌભાગ્ય કોઇનું પણ કાયમ નથી, તેથી ચંચળતા સૌભાગ્યની સાથે એકઠું રહે છે. |
| ચંચળતા<br>વાયુ,હવા | હવા એક જગાએ રહેતી તેથી, જ્યાં હવાજ ખાસ ચંચળતા છે. |
| હવા, વાયુ<br>આકાશ | આ બે વસ્તુ સર્વદા આપણે એકઠીજ જોઇએ છીએ. |

આકાશ.
વાદળાં,મેઘ } આ બે વસ્તુ પણ સર્વદા એકત્ર જોવામાં આવે છે.

વાદળાં,મેઘ
વિજળી } મેઘ અને વિજળી સર્વદા એકઠી રહે છે.

વિજળી
પ્રકાશ. } એકત્ર રહે છે અથવા પાસે છે.

પ્રકાશ
સૂર્ય. } પાસેપણું.

સૂર્ય
ગરમી } પાસેપણું.

ગરમી
અગ્નિ } પાસેપણું.

અગ્નિ
ધુવાડો } પાસેપણું.

ધુવાડો
ધુણ-કાળાસ } પાસેપણું.

ધુણ-કાળાસ
બળરામ } પાસેપણું.

બળરામ
હળ } બળરામનું મોટામાં મોટું હથિયાર હળ હતું. એ વાસ્તે તેનું બીજું નામ હળી અથવા હલધ છે. અહિં પણ પાસેપણું છે.

હળ
ખેડુત } પાસેપણું.

ખેડુત
સરળ } પાસેપણું.

હવે દરેક શબ્દની સાથે તેના પછવાડેના શબ્દનું શા માટે પાસેપણાનો સંબંધ છે, તેના ઉપર વિચાર કરતાં કરતાં બધા શબ્દો ચોપડી નહિ જોતાં પણ બોલાઇ શકાય છે. પહેલી વારે ભૂલ થવા છતાં પણ બીજીવારે જોઇ શકાશે કે, એક પણ ભૂલ થશે નહિ. ત્યારપછી ચોપડી બં-

ક્રમ કરીને શબ્દો ઉલટી બાજુથી બોલો. અર્થાત્ પહેલા સરળ પછી ખેડુત, ત્યારે પછી હળ આવી રીતે બોલો. જોશો કે એક પણ ભૂલ થશે નહિ. હવે શબ્દો પહેલાથી છેલ્લા સુધી દશવાર અને છેલ્લાથી પહેલા સુધી દશવાર જલદીથી બોલો.

નીચે ૧૬ શબ્દ આપવામાં આવે છે. તેના દરેકની સાથે તેના પછીના શબ્દ વચ્ચે સરખાપણાનો સંબંધ છે.

| | |
|---|---|
| ગાંડો-ઘેલો<br>માતાલ-છાકટો | બેઉના મગજ ખરાબછે. |
| માતાલ<br>તાલ | શબ્દ સંબંધનું સરખાપણું |
| તાલ<br>નારીએલ | બેઉ લાંબા ઝાડનાં ફળ છે. |
| નારીએલ<br>સરબત | નારીએલનું પાણી અને સરબત બેઉ સ્વાદદાર છે. |
| સરબત<br>શરત્ | શબ્દ સંબંધીનું સરખાપણું. |
| શરત્<br>વસંત | બેઉ ઋતુના નામ |
| વસંત<br>યૌવન<br>જુવાની | વસંતમાં કુદરતનું અને<br>જુવાનીમાં મનુષ્યની સૌન્દર્યની વૃદ્ધિ થાય છે. |
| યૌવન<br>યૌતુક | બેઉ શબ્દનો પહેલો અક્ષર એક છે. |
| યૌતુક<br>કૌતુક | શબ્દ સંબંધી સરખાપણું. |
| કૌતુક<br>કૌશળ | પહેલો અક્ષર એક છે. |
| કૌશળ<br>કળકૌશળ | અર્થ સંબંધી સરખાપણું. |

કાગ } પહેલા બે અક્ષરનો મેલ છે.
કલકત્તા

કલકત્તા } દરેકની એક દેશની રાજધાની.
લંડન

લંડન } શબ્દ સંબંધી મળતાપણું.
ભંડ

ભંડ } અર્થ સંબંધી મળતાપણું.
ખોટુબોલનાર

આ ૧૬ શબ્દ પણ ઉપર કહેલી ૧૬ શબ્દના પ્રમાણે દશવાર પહેલાથી છેલ્લા સુધી અને દશવાર છેલ્લાથી પહેલા સુધી જલદીથી બોલવું.

નીચે લખેલા ૧૬ શબ્દો દરેકની સાથે ત્યાર પછીના શબ્દથી ઉલટો સંબંધ છે.

સંસાર.
સ્વર્ગ.
નરકભોગ.
સુખ.
દુઃખ.
શાંતિ.
વિગ્રહ.
સંધિ.
વિપત્તિ.
સંપત્તિ.
શત્રુ.
મિત્ર.
અવિસ્વાસી.
ધાર્મિક.
પાપી.
દયાળુ.

દરેક શબ્દની જોડે તેના પછીના શબ્દનો શો ઉલટો સંબંધ છે તેનો વિચાર કરીને બે વાર વાંચ્યાથી શબ્દો મોંએ થઇ જશે.

હવે અમે એક મિશ્ર ઉદાહરણ આપીએ છીએ. નીચે ૬૪ શબ્દો આપવામાં આવે છે. તેઓમાંના કોઇ બે વચ્ચે પાસે, કોઇ બેઉ વચ્ચે સરખાપણું અને કોઈ બે વચ્ચે ઉલટાપણુંનો સંબંધ છે,

| | | | |
|---|---|---|---|
| ૧ ઇંગ્લાંડ | ૫ મુંબઈ | ૯ ગીતગોવિંદ | ૧૩ કબાબ |
| ૨ લંડન. | ૬ મુંબાદેવી. | ૧૦ ગુરૂગોવિંદ. | ૧૪ કબાબચીની |
| ૩ કલકતા. | ૭ વૈષ્ણવ. | ૧૧ શિખ. | ૧૫ ચીન |
| ૪ કાળી. | ૮ જયદેવ. | ૧૨ સીક. | ૧૬ ચીનાઈકાપડ |

ઉપર લખલા શબ્દોના દરેકની સાથે પછવાડેનાં શબ્દોનો શો સંબંધ છે, તે સાવચેતથી વિચારીને વાંચવા પછી ચોપડી બંધ કરીને શબ્દો એક વાર ઉપરથી નીચે અને એકવાર નીચેથી ઉપર સુધી બોલવા. ત્યારપછી ૧૭ થી શબ્દ પણ આવી જ રીતે બોલો.

| | | | |
|---|---|---|---|
| ૧૭ બંધુતા | ૨૧ ધરતીકંપ | ૨૫ મહાભારત | ૨૯ સૌમ્ય |
| ૧૮ બધુર | ૨૨ જ્યુબિલિ | ૨૬ કુરૂક્ષેત્ર | ૩૦ સોમ* |
| ૧૯ અસમ | ૨૩ ભારતેશ્વરી | ૨૭ યુધિષ્ઠિર | ૩૧ ઔષધિ |
| ૨૦ આસામ | ૨૪ ભારત. | ૨૮ ભીમ | ૩૨ ઔષધ, |

આ ૧૬ બોલીને પહેલા ૧૬ ની સાથે અર્થાત્ ૧ થી ૩૨ સુધી અને ૩૨ થી ૧ સુધી વાંચો.

ત્યાર પછી નીચે લખેલા ૩૨ શબ્દ ઉપર લખેલી રીતે શીખીને અને બોલીને પહેલા ૩૨ ની સાથે મેળવીને વાંચવા અર્થાત્ ૧ થી ૬૪ અને ૬૪ થી ૧ સુધી મોંઢે બોલી જવા.

| | | | |
|---|---|---|---|
| ૩૩ વાણીઆ, | ૪૧ સમુદ્ર | ૪૯ મૃગનયન, | ૫૭ સપ્તર્ષિ |
| ૩૪ બ્રાહ્મણ. | ૪૨ ખારૂં. | ૫૦ સૌન્દર્ય | ૫૮ ધ્રુવ. |

* સોમ અતાર્થ ચંદ્ર, ચંદ્રના નામાન્તર ઔષધિનાથ.

| | | | |
|---|---|---|---|
| ૩૫ જનોઇ. | ૪૩ મીઠાસ. | ૫૧ ગુલાબ. | ૫૯ ઉત્તર ધ્રુવ. |
| ૩૬ કંઠી. | ૪૪ મિત્ર. | ૫૨ ઇરાન * | ૬૦ ડાક્ટર નાનસેન. |
| ૩૭ છાપરૂં | ૪૫ મિશ્ર(મિસર ઇજીપ્ટ) | ૫૩ ઇરાની+ | ૬૧ તાન સેન. |
| ૩૮ છતરી. | ૪૬ આફ્રિકા | ૫૪ અવસ્તા. | ૬૨ ગાવું. |
| ૩૯ વરસાદ | ૪૭ મરૂ. | ૫૫ વેદ. | ૬૩ વગાડવું. |
| ૪૦ પાણી | ૪૮ મૃગતૃષ્ણિકા. | ૫૬ ઋષિ. | ૬૪ તબલા,સારંગી. |

એના પછી વિદ્યાર્થિયોએ પોતે આવા શબ્દની ટીપ તૈયાર કરીને મોઢે કરવી. આટલું ધ્યાનમાં રાખવું જોઇએ કે તે સુલટા ઉલટા પ્રકારે તે મોઢે કરવા જોઇએ. ટીપમાં અંગ્રેજી, ગુજરાતી અથવા કોઇ બીજી ભાષાના શબ્દ પણ આવી શકેછે.

વાંચનાર કદાચ પૂછશે કે આવા કેટલાક શબ્દ સહેલાઇથી મોંઢે કરવાનું કૌશળ શીખ્યાથી શું થશે ? એના જવાબમાં અમારૂં કહેવું એ છે કે જેમ દોડવાનું શીખવાની પહેલાં સહેલાઇથી ચાલવા શીખવું પડે છે, તેમ સ્મૃતિ વિદ્યા પણ આવી રીતે ધીરે ધીરે મેળવવી પડે છે. શબ્દ શીખવા જ એ સ્મૃતિવિદ્યાનું બધું કંઇ આવી જતું નથી. પરંતુ જો એમાંજ બધું આવી જાત, તો પણ કેવળ તેના અભ્યાસથી જ યાદદાસ્ત વધે છે. ઘણી વખતે જેમ બીજી કોઇ જાતની કસરત નહિ કરતાં મુગદલ ફેરવ્યાથી અથવા દોડ્યાથી જ શરીરના બધા અવયવો બધી જાતના કામના ઉપયોગી બળ મેળવે છે, તેમ આ રીતે શબ્દ શીખવાનો અભ્યાસ કરવાની વખતે જે ધ્યાન લગાડવાનો અભ્યાસ ઉત્પન્ન થાય છે, તેમાં જ સર્વ જાતના અધ્યયન સારી રીતે પૂરા થાય છે. બધાએ સર્વદા સમજી રાખવું કે ધ્યાન જ યાદદાસ્ત રાખવાનું મોટામાં મોટું ઉપકરણ છે. તેથી જેના યોગે મન લગાડવાની વૃદ્ધિ થાય, તેમાં જ યાદદાસ્ત શક્તિ પણ વધે છે.

હવે અમે અંગ્રેજી ૬૪ શબ્દની એક ટીપ આપીને આ પ્રકરણ પૂરૂં કરી

* ગુલાબનું આદિસ્થાન ઈરાન છે.

+ ઈરાનના પહેલાના વતનીને ઈરાની કહેતા હતા.

ડું. આમાં પણ દરેક શબ્દની સાથે પછવાડેના શબ્દનો કોઇને કોઇ રીતનો સંબંધ છે. આ ટીપ પણ ઉપર લખેલી ટીપો પ્રમાણે ઉપરથી નીચે સુધી અને નીચેથી ઉપર સુધી મોંઢે બોલી જવી.

| | | | |
|---|---|---|---|
| Town. | Treachery. | Solomon. | Dewy. |
| Country. | Judas. | Jewish Temple | Pearl. |
| Pure air. | Denarius. | Middle Temple. | Ceylon. |
| Heir. | Dinazadi. | Barrister. | Island. |
| Property. | Arabian nights. | Speech. | Sea. |
| Gold. | Night. | Prison. | Sea salt. |
| Goldsmith. | Star. | Orator. | Liverpool. |
| Smithy. | Moon. | Gladston. | Manchester. |
| Forge. | Light. | Parliament. | Cotton. |
| Forgery. | Heavy. | Government. | Fabric. |
| Rich. | Weight. | Queen. | Fabrication. |
| Wall. | Go. | Jubulee. | Tale. |
| Open. | Gocart. | Earth quake. | wag. |
| Free. | Child. | Quaker. | Waggon. |
| Free Mason.* | Pourile. | Mild. | Train. |
| Secrecy. | Wisdon | Milden. | Railway. |

## પ્રકરણ ૨ જું.

### સંબંધ વિનાના શબ્દ યાદ રાખવા.

આપણે સર્વદા જોતા રહીએ છીએ કે વખતો વખત આપણી મરજી નહિ હોવા છતાં અને મનના અગોચર આપણા મનમાં કોઇને કોઇ વિચારનો પ્રવાહ ચાલે છે જો આપણે ઘણા ઝડપથી ચાલતા પાણીના સ્રોતમાં અકસ્માત પડી જઇએ તો જેમ તે સ્રોત આપણે કેઇ જગાપરથી લઇને કયાં લઇ જાય છે તે સમજતાં ન સમજતાં આપણને એક જગાથી બીજી જગાએ લઇ જાય છે; તેમ તેનાથી પણ લાખ દરજે ઝડપથી વિચારનો સ્રોત પણ આપણને એક વિચારથી બીજા વિચારમાં લઇ જાય છે. એનું એક બે ઉદાહરણ આપવામાં આવે છે. એક જુની વાત છે કે એક ઘાંચી અર્થાત્ તેલ વેચનાર તેલથી ભરેલી ડબડી માથા ઉપર લઇને જતો હતો. એકદમ તે "જતી નથી" એવું કહીને માથું હલાવ્યું, તેથી તેની ડબડીમાંનું તેલ જમીન ઉપર ઢોળાઇ ગયું. તે તે વેળાએ રોવા લાગ્યો. રસ્તાપરના માણસોએ જોઇને તેના આવા કામનું કારણ પૂછયું, પરંતુ તે કંઇ બોલ્યો નહિ. પરંતુ પછી એકાંતમાં એક પોતાના મિત્રને કહ્યું કે, "તેલ વેચવા જતાં જતાં વિચાર કરવા લાગ્યો કે, આ વેચ્ચાથી મને આઠ આના લાભ થશે. આવી રીતે દરરોજ એક એક ડબડી તેલ વેચ્ચાથી મને કેટલાક રૂપીઆ મળશે, પછી હું બે ડબડી તેલ દરરોજ વેચીશ, તેથી મને દરરોજ એક રૂપીઓ મળશે. ત્યારપછી દરરોજ ત્રણ ડબડી, પછી ચાર અને એના કરતાં વધારે તેલ વેચીશ. તેથી મને લાભ પણ ઘણો થશે. ઘણા રૂપીઆ મળ્યાથી હું તેલનો વેપાર છોડીને ઘીનો વેપાર કરીશ. તેથી હું જલદીથી ઘણા પૈસા કમાવીશ. આવીરીતે વેપારથી બીજા વેપાર કરીને હું ઘણો ધનવાન થઇશ અને આખરે હીરા મોતીનો વેપારી થઇશ અને મોટું મકાન, ચાકરો, ગાડી ઘોડાં, હાથી વગેરે સઘળુ રાખીશ. મારૂં ઐશ્વર જોઇને વજીર મને પોતાની દીકરી આપશે એટલે લગ્ન કરીશ. એક દહાડો મારી સ્રીની સાથે કંઇ

એ:તચાલ થશે. હું ગુસ્સે થઇને હું વખતસર ખાવા જઇશ નહિ. મારી સ્ત્રી આવીને મને પગે પડશે અને ઘણું સમજાવ્યાથી પણ મારો ક્રોધ જશે નહિ—હું તેને ધમકાવીને કહીશ, જતી નથી આવો વિચાર કરીને તેની જોડે મેં માથું હલાવ્યું, તેથી તેલ ઢોળાઈ ગયું.”

આ હસવાવાળી વાતમાં આપણે જોઇ શકીએ છીએ કે ઘાંચીનો પહેલો વિચાર લાભ છે અને આખરનો વિચાર બાઇડી વચ્ચે ઝઘડો છે. લાભની સાથે સ્ત્રીના કલહનો કંઇપણ સંબંધ નથી. પાસેપણાનો, મળતાપણાનો, અથવા ઉલટાપણાનો કંઇ સંબંધ નથી. પરંતુ એમાં આપણે જોઈ શકીએ છીએ કે, મન લાભથી ચાલીને ક્રિયા રસ્તાપરથી બાઇડીના ઝઘડામાં ગયું.

દાર્શનિક વિદ્વાન હાબસે આપેલું એક ઉદાહરણ આવું છે, એક દહાડો કેટલાક માણસો વચ્ચે ઇંગ્લંડમાં પોત પોતામાં લડાઇની વાત ચાલતી હતી. એટલામાં તેઓમાંથી એક માણસે એકદમ પૂછ્યું કે એક દિનાય ( Dinarius ) ની કિંમત કેટલી થાય છે? અન્તર્વિવાદની સાથે દિનાયનો કંઇ સંબંધ નથી. તે છતાં એક શબ્દ સાંભળીને બીજાની વાત કેમ યાદ આવી? હાબસે એના જવાબમાં કહ્યું કે અન્તર્વિવાદની વાત સાંભળીને પહેલા ચારલસની વાત યાદ આવી. તેને તેના કપટી મિત્રોએ વિશ્વાસઘાત કરીને દુશ્મનના હાથમાં સોંપ્યો, તે વાત પણ યાદ આવી. એના પરથી એ પણ યાદ આવ્યું કે ત્રીશ દિનાયના લોભથી યુદા ઇસ્કારિયાટ પોતાના ગુરૂ ઇશુ ખ્રિસ્તના ઉપર વિશ્વાસઘાત કરીને દુશ્મનના હાથમાં સપડાવ્યો.

કોઇ કોઇ ધારશે કે, એકમેકના અસંબંધ એક વિચારથી બીજા વિચારમાં જવાનો મનને ઘણો વખત લાગે છે. ખરી રીતે તેમ નથી. મનનું કામ એટલું ઝડપથી થઇ શકે છે કે, તેના ઉપર વિચાર કર્યાથી આશ્ચર્ય પમાય છે. એક સેકંડના પણ થોડા વખતમાં એટલું મોટું સ્વપ્નુ જોવામાં આવી શકે છે કે જે ત્રણ ચાર કલાકમાં પણ પૂરું કરાતું નથી. એકવાર એક ટેલિગ્રાફ કરનારની પાસે મોડી રાતે તાર મોકલવા માટે એક માણસ આવ્યો, માણસે તાર આપ્યો તેના ઉપર તાર કરનારે મળવાનો વખત લખ્યો. પછી

તેણે તે મોકલવા માટે ટેલિગ્રાફના ઉપર હાથ મૂકવા જાય છે એટલામાં તે ઝોકાં ખાતાં ખાતાં ઊંઘી ગયો. તે વેળાએ તેણે એક લાંબુ સ્વપ્નુ જોયું પછી ઊંઘ ઉડી ગઈ. તેણે તે વેળાએ વિચાર કર્યો કે હું કદાચ ઘણીવાર ઊંઘ્યો હોઇશ—રાત વીતી જઇ સવારનું પહોર થયું હશે. પરંતુ ઘડિયાળની ઉપર જોયું તો એ સેકંડ પણ તે ઊંઘ્યો નહોતો. એનાપરથી સમજાય છે કે, મનના કામ કેટલા ઝપાટાથી થતા હશે.

ઘણી વખતે એવું થાય છે કે તથા આપણે જોઇએ છીએ કે આપણા મનમાં એક ચોક્કસ વિચાર અથવા ભાવ ઉત્પન્ન થયા તે કોઇ રીતે વિચાર કરીને થાગ મેળવી શકતા નથી. આપણને ફક્ત એટલું જ માત્ર યાદ આવે છે કે, તેની પહેલા આપણા મનમાં સંપૂર્ણ બીજી જાતના ભાવ આવ્યા હતા. એનાપરથી આપણે સમજી શકીએ છીએ કે, આ અસંબંધ બે ભાવ એવા એક ભાવની શાંકળથી એક એક ઉત્પન્ન થયા હતા, જે આપણે ભૂલી ગયા છીએ.

મનની આ સ્વાભાવિક કાર્યની રીતિ જોઇને આપણે આપણી મતલબ પાર ઉતારી શકીએ છીએ. સંપૂર્ણ અસંબંધ બે શબ્દમાં સંબંધ સ્થાપીને તે સંબંધ ભૂલી જઇને કેવળ તે અસંબંધ શબ્દ બે યાદ રાખી શકીએ છીએ.

ધારો કે એક શબ્દની ટીપ આવી છે; હિમાલય, કાગળ, તોફાન, મુંબઇ, ચંદ્ર, ફાનસ, અજવાળું.

હવે જોઇએ કે આ અસંબંધ શબ્દોમાં સંબંધ સ્થાપી શકાય છે કે નહિ.

હિમાલય એક પહાડનું નામ છે, તેથી હિમાલયનું નામ સાંભળ્યાથી પર્વત પહાડ શબ્દ મનમાં ભાવ આવશે.—એમાં પાસેપણુ અને સરખાપણું બેઉ છે.

પર્વતમાંથી નદી બહાર નીકળે છે, તેમ પર્વત શબ્દ સાંભળવાથી નદી શબ્દ યાદ આવશે, એ પણ પાસેપણાનો સંબંધ છે.

નદીમાં માછલાં રહે છે તેથી નદીનો શબ્દ સાંભલ્યાથી માછલાં શબ્દ યાદ આવશે. એ પાસેપણાનો સંબંધ છે.

આ સંબંધ બે શબ્દમાં સંબંધ સ્થાપવાની કૌશળ લગાડીને આપણે કદી કદી પરદેશી ભાષાના શબ્દ શીખી શકીએ છીએ. અંગ્રેજી જે શબ્દના અર્થ આપણે જાણતા નથી, આપણી પાસે તે શબ્દની સાથે તેના અર્થનો કંઇ પણ સંબંધ નથી. આપણી પાસે અંગ્રેજી શબ્દનો એક અવાજ માત્ર છે, જેમકે વાઇટ (White) એટલે સફેદ આપણી પાસે સફેદ એક અર્થ વાળો શબ્દ અને વાઇટનો કંઇ અર્થ નથી તેમ બે સંબંધ વગરના ગૂજરાતી શબ્દમાં સંબંધ સ્થાપવો અને એક અગ્રેજી શબ્દની સાથે તેનો ગૂજરાતી પ્રતિ શબ્દનો સંબંધ સ્થાપવાની સાધારણ રીતિ એ છે કે પહેલા આપણે તેનો એક શબ્દ લઇને એવો શબ્દો શોધીએ જેની જોડે તે શબ્દનો ધ્વનિગત અથવા અર્થગત કંઇ પણ સંબંધ છે. એમાંથી એક શબ્દ પસંદ કરીને તેની સાથે જે શબ્દનો સંબંધ છે તે શોધીને બહાર કાઢીએ, આમ કરતાં કરતાં પહેલાના બે શબ્દોમાંના બીજામાં આવીશું. કહેવું પડે એમ નથી કે એ શબ્દ પસંદ કરવાની વખતે તે બેઉ શબ્દની આખરના શબ્દના ઉપર આપણે ધ્યાન રાખવું જોઇએ. પરંતુ અંગ્રેજી શબ્દ અને તેના ગુજરાતી પ્રતિ શબ્દમાં આ નિયમ લાગુ પડતો નથી. કેમકે અંગ્રેજી શબ્દ આપણી પાસે અજાણ્યો ધ્વનિ માત્ર છે. એને માટે સાધારણ નિયમ એ છે કે તે અવાજની સાથે જેનો કંઇ સંબંધ છે (તે સંબંધ ગમે તો પાસેનો હોય અથવા સરખા પણામાં હોય અથવા તેનાથી ઉલટો હોય) એવી એક અથવા વધારે ધ્વનિ શોધી કાઢવી જોઇએ. આ ધ્વનિયો એક એવી જોઇએ કે, તેની સાથે આપણે જાણેલા કોઇ શબ્દનો સંબંધ રહેવો જોઇએ. તે શબ્દની જોડે બીજો એક અથવા વધારે શબ્દની મદદથી આપણે તે અંગ્રેજી શબ્દનો ગૂજરાતી પ્રતિ શબ્દમાં આવી શકીશું. કેટલાક દૃષ્ટાંતથી એ સમજાવવાનો યત્ન કરવામાં આવે છે.

# White–સફેદ.

## White–વાઇટ–ઈટ–ચુનો–ચુનાનો રંગ–સફેદ.

પરંતુ એવા ઘણા અંગ્રેજી શબ્દ છે જેની સાથે તેનો ગુજરાતી પ્રતિ શબ્દને આવી કષ્ટ કલ્પનાથી પણ સંબંધવાળો કરી શકતા નથી. તેથી તે શબ્દ શીખવવા માટે બીજી રીતનો ઉપાય પકડવો જોઇએ. તે ઉપાય પણ મનના સ્વભાવિક કાર્યની રીતે જોયાથી જણાય છે. એના કેટલાંક ઉદાહરણ આપવામાં આવે છે.

ટેલિફોન શીરીતે તૈયાર થાય છે તે સાંભળીને સાધારણ માણસો તે યાદ રાખી શકતા નથી, પરંતુ ફાદર લાફોએ એકવાર માત્ર સાંભળીને તે બાબત ઉપર એક ભાષણ આપ્યું હતું.

જૂદી જૂદી ભાષામાં એકજ શબ્દના કિયા કિયા ઉચ્ચારણ ફેરફાર થાય છે તે ગ્રિમ લખી ગયો છે. ભાષા તત્વવિતો તે એકવાર વાંચ્યાંથી જ વગર મહેનતે તે યાદ રાખી શકે છે પરંતુ બીજાને માટે તે સહેલું નથી.

એક નવું શોધી કાઢેલું ઔષધ શરીરના ઉપર કેવું કામ બજાવે છે અથવા તે શીરીતે તૈયાર થાય છે તે એકવાર સમજાવ્યાથી વિજ્ઞાનવિત્ ડાકટર સ્પષ્ટરૂપે યાદ રાખી શકેછે પરંતુ બીજાને તેમ કદીપણ થઇ શકતું નથી.

વળી જોવામાં આવ્યું છે કે, જેઓ સારી રીતે અગ્રેજી અને સંસ્કૃત જાણે છે તેઓ વગર હરકતે એક નવો અંગ્રેજી અથવા સંસ્કૃત શબ્દનો અર્થ એકવાર માત્ર સાંભળીને હમેશાં યાદ રાખી શકે છે.

મનના આ બધા સ્વાભાવિક કાર્યની રીતિઓ જોઇને આપણે સમજી શકીએ છીએ કે, જો આપણને કોઈ વિષયનું એક જાતનું ઉપર ચોટિયું જ્ઞાન હોય તો તે વિષયનું એક નવું તત્વ અથવા તથ્ય એકવાર જાણ્યાથી જ તે હમેશાં યાદ રહેશે. આ સત્ય જાણ્યા પછી આપણને જોવું જોઇએ કે આપણે નવા મેળવેલા જ્ઞાનને આપણા પહેલા સંચિત થયલા જ્ઞાનની

પંક્તિમાં સામેલ અથવા સંબંધમાં બાંધી શકાય છે કે નહિ. જો તેમ થાય તો આપણા નવા મેળવેલા જ્ઞાનની સાથે તે પહેલા એકઠું થયલું જ્ઞાન આપણા માનસપટમાં રાખીને એકઠો વિચાર કર્યાથી જ આપણી મતલબ પાર પડશે. અર્થાત્ આપણા નવા મેળવેલા જ્ઞાન પ્રકાશક શબ્દ અથવા વાક્ય યાદ રહેશે. જો કોઇ અંગ્રેજી શબ્દનું મૂળ અને તેનો ગુજરાતી પ્રતિ શબ્દનું મૂળ એક તરીકે જાણીએ અને એક જ મૂળ જૂદી જૂદી ભાષા-માંથી ધીરે ધીરે ફેરફાર થઇને હાલમાં જૂદા બે શબ્દમાં આવ્યા છે તે જાણવા પામીએ, તો તે અંગ્રેજી શબ્દ યાદ રાખવાને કંઈ પણ કષ્ટ થનાર નથી. અંગ્રેજી elephant શબ્દનો ગુજરાતી પ્રતિશબ્દ હાથી છે. એમાં અવાજનું સરખાપણું કંઇ જ નથી. પરંતુ આપણે જાણીએ છીએ કે હાથીનો એક સંસ્કૃત પ્રતિશબ્દ પિલુ-પિલુથી પીલ અને પીલ ફીલ, ફીલથી આલ-ફીલ, આલફીલથી એલિફંટ અને એલિફંથી એલિફંટ થયો છે. એકવાર જો આ શબ્દ એકના પછી એક સાંભળીએ અને તેના પછી જો વચલા શબ્દો ભૂલી પણ જઈએ તો પિલુ અને એલિફંટ આ બે કદીપણ ભૂલીશું નહિ. આવા ફેરફારના પુષ્કળ દૃષ્ટાંતો આપી શકાય એમ છે. પરંતુ તેવા હજારો દૃષ્ટાંતો પણ અંગ્રેજી શીખનારને વધારે ઉપકાર થશે નહિ. જેઓ અંગ્રેજી અથવા અથવા બીજી કોઇ પરદેશી ભાષા શીખવા ઇચ્છે છે, તેઓએ આ પુસ્તકનું છઠું પ્રકરણ વાંચીને તે અનુસારે યત્ન કરવો તેના શિવાય તેઓએ નીચે લખેલા કેટલાક ઉપાય પકડવા.

૧ પૃથક રીતે કોઇ શબ્દનો અર્થ શીખવાને યત્ન નહિ કરતાં તે શબ્દ જે વાક્યમાં છે તે વાક્યના બીજા ભાગોનો જોડે મેળવીને તે શબ્દ શીખવાનો યત્ન કરવો. આમ કર્યાથી બે વાર વાંચતાં જ શબ્દનો અર્થ મેળવાશે. જૂદી રીતે શીખવાનો યત્ન કર્યાથી કદાચ દસ વાર તે ગોખવો પડશે. ભેંસને અંગ્રેજીમાં Buffalo બફેલો કહેછે. જૂદો એ શબ્દ શીખતા બધા છોકરાને આ બે શબ્દ દસ વાર ઉચ્ચારણ કરવો પડશે પણ જો

The buffalo is a large animal and his horns આ વાક્યની સાથે મેળવીને વાંચે તો એકવાર અથવા ઘણું થાય બે વાર ગોખ્યાથી મોંએ થશે.

૨ પરંતુ જો જૂદી રીતે કોઈ શબ્દનો અર્થ મોંએ કરવાની જરૂર જણાય તો તે શબ્દ અને અર્થમાં પાસે પણાનો, સરખા પણાનો સંબંધ સ્થાપીને એક બે વાર ગોખવું પડશે.

૩ જો યત્ન કર્યા છતાં પણ કોઇ રીતે સંબંધ સ્થાપી શકાય નહિ તો વારંવાર ગોખવા શિવાય બીજો ઉપાય નથી. પરંતુ સંબંધ સ્થાપવાને યત્ન કરવા જતાં તે બેઉ શબ્દના ઉપર જે ધ્યાન આપવામાં આવશે, તેમાં આ ગોખવું કદી પણ અધિકાર કરી શકાશે નહિ.

બધા વાંચનારાઓને સારી પેઠે યાદ રાખવું કે યાદદાસ્ત શક્તિનો મૂળ પાયો જ આવૃત્તિ એટલે ફરી બોલવાનો છે. વારંવાર આવૃત્તિ નહિ ગોખ્યાથી આપણી સ્મરણ શક્તિ કદી પણ વિકાશ લાભ કરી શકતી નથી. તો પણ સ્મૃતિ વિદ્યાનો ગુણ એ છે કે એ આપણી વિચારશીલતા, ધ્યાન અને તુલના કરવાની શક્તિને પરિચાલિત કરીને આપણી ગોખવાની સંખ્યાને ઓછી કરે છે. તેમ એમાં પરિશ્રમનો પણ બચાવ થાય છે, વખત પણ થોડો લાગે છે.

અમે ત્રીજા નિયમમાં સાધારણ રીતે કહ્યું છે કે, કોઇ કોઇ બેઉ શબ્દોમાં સંબંધ સ્થાપી શકાતો નથી. પરંતુ ખરી રીતે આ બાબત નવા વિદ્યાર્થીને માટે છે. જેઓએ થોડા દીવસ બે શબ્દનો સંબંધ સ્થાપવાનો અભ્યાસ કર્યોછે, તેઓની પાસે એવા કોઇ બે શબ્દ હોતા નથી કે જેઓ-માં સંબંધ સ્થાપી શકે નહિ. શતાવધાન ઉપાધિધારી દ્રાવિડ દેશના કેટલાક પંડિતો વખતો વખત તેમજ પંડીત ગટુલાલજી અને બીજા કેટલાક સ-તાવધાનીઓ મુંબઈમાં તથા બીજે સ્થળ જઇને તેઓ અસાધારણ સ્મરણ શક્તિના કાર્ય દેખાડીને બધાને આશ્ચર્ય પમાડે છે. તેઓની પાસે પાંચ સાત

દસ મિનિટ સુધી કોઇ કેટલાક અસંબંધ શબ્દ ઉચ્ચારણ કરે તો તે એકવાર માત્ર સાંભળીને તે બધા શબ્દ કરેછે. જો વાંચનાર આવી શક્તિ મેળવવાની ઇચ્છા રાખે તો આ પ્રકરણમાં લખેલી રીતિના ઉપર વિશેષ ધ્યાન લગાડવું. કોઇ બે શબ્દમાં સંબંધ નથી એવું સમજીને હઠવું નહિ. સંબંધ સૂચક શબ્દ એક પછી એક અભ્યાસ થવાથી મનમાં ઝડપથી ઉદય થઇને તે બે શબ્દને જોડીને જતો રહેશે. એક સેકંડના પણ થોડા વારમાં આ કાઇ મનના અગોચરમાં બનશે. કવિતા રચના અને પાદપૂરણ કરવાની શક્તિ પણ તેમ વધે છે. પંડિત ગટુલાલ તથા બીજા કેટલાક શતાવધાની અથવા કેટલાક કવિયોમાં પાદપૂરતી બહુ ઝડપથી કરવાની શક્તિ હોયછે. કોઇ પણ છંદનો ચરણ રચીને આપ્યાથી તેઓ તે છંદના બીજા ત્રણ અથવા એક ચરણ રચીને એક પૂરો છંદ તૈયાર કરીને બોલેછે તથા લખે છે. પહેલા અથવા છેલ્લા ચરણ ઉપરથી આગળ શું જોઇએ તેનો વિચાર કરીને તરત તેને બંધ બેસતા ચરણો મનમાં ને મનમાં બનાવીને તરત બોલે છે. આવી કવિતાઓ અથવા પાદપૂરતી ઘણાક શતાવધાનીઓ તથા માસિક પુસ્તકમાં કરેલી જોવામાં આવે છે. અને તે ઘણી ઝપડથી થવાની હોય છે. કેટલાક સંસ્કૃત પાદપૂરણ ફક્ત એક મિનિટના પણ થોડા સમયમાં કરેલા મેં જોયા છે. આ ઠેકાણે અંગ્રેજી પાદપૂરણના ઉદાહરણ આપવામાં આવે છે.

એક જણાએ કહ્યું " my pains are great for they are so small, બીજા એકે તરત મેળવીને કહ્યું. They had been greater if they had been none at all.

જો જુવાનો પાના, સોગટાબાજી નહિ રમતા પાદપૂરણ કરીને આનંદ મેળવે તો તે તેઓની પ્રતિભા અને ધ્યાન આપવાની શક્તિ ખીલશે તેમ યાદ દાસ્ત શક્તિ પણ વધશે.



# પ્રકરણ ૩ જું.

## આંકડાનો સંબંધ કેવી રીતે કરવો.

બે શબ્દોમાં શી રીતે સંબંધ સ્થાપવામાં આવે છે તેનું વર્ણન પહેલા કરી ગયા છીએ. આંકડા તથા શબ્દમાં કેવીરીતનો સંબંધ સ્થાપિત થઇ શકે છે તેનું વર્ણન અહિં આપવામાં આવે છે.

ધારો કે અકબર ઇ. સ. ૧૬૦૫ માં મરણ પામ્યો હતો. હવે એવો જો કોઇ નિયમ અથવા સંકેત રહેત કે જેનાથી આપણે ઇ. સ. ૧૬૦૫ આ આંકડાના એક શબ્દ રૂપથી કરી શકત તો તે શબ્દની જોડે "અકબબરનું મૃત્યુ" આ શબ્દનો એક સંબંધ સ્થાપ્યાથી આપણને હમેશાં યાદ રહેત કે ઇ. સ. ૧૬૦૫ માં અકબરનું મૃત્યુ થયું છે. તેમ જો અંગ્રેજી Cucumber શબ્દને આપણા એક સંખ્યા કરીને તે સખ્યાથી એક ગુજરાતી શબ્દ તૈયાર કરી શકત તો તે ગુજરાતી શબ્દની સાથે કાકડીનો એક સંબંધ સ્થાપન થયાથી આપણાં મનમાં સારી રીતે ઠસી રહેત. કાકડીને અંગ્રેજીમાં Cucumber કહે છે.

ધારો કે ક વર્ગના પ્રત્યક વર્ણ=૧, ચ વર્ગના પ્રત્યક વર્ણ=૨, ટ વર્ગના પ્રત્યેક વર્ણ=૩, ત વર્ગના પ્રત્યેક વર્ણ=૪, પ વર્ગના પ્રત્યેક વર્ણ=૫, મ=૬, ર=૭, ય=૮, શ=૯ અને હ=૦ તેમ થયાથી આપણે પ્રત્યેક એકને માટે એક એક વ્યંજન વર્ણ મેળવ્યા અને અન્તઃસ્થ વ, અને સના શિવાય પ્રત્યેક વ્યંજન વર્ણને માટે એક અંક મેળવ્યા. ન સ્વરને માટે કોઈ સંખ્યા વ્યવહાર કરવાની જરૂર નથી. તેમાં ફાયદો એ છે કે એક સંખ્યા મળ્યાથી આપણે નાના પ્રકારના શબ્દ તૈયાર કરી શકીશું. આ જૂદા જૂદા શબ્દમાં એકને એકથી આપણાં કામમાં આવી શકે છે. ધારો કે '૧૩' આ સંખ્યા ને શબ્દમાં લાવવા છે. હવે આપણે જાણીએ છીએ કે ૧ શબ્દને બદલે ક વર્ણનો કોઇ વર્ણ વાપરી શકાય છે અને તેમાં કોઇ સ્વર વર્ણ લગાડી શકાય છે. તેમ ૩ સંખ્યાને બદલે ટ વર્ણનો કોઈ વર્ણ અને તેમાં જે કોઇ

સ્વર સામેલ કરી શકાય છે. તેમ આપણે ૧૩ થી આટલા શબ્દ તૈયાર કરી છીએ—કટ, કટા, કટિ, કટુ કાટ, કાટિ, કઠ, કાઠ, કાઠિ, ખાટ, ખાટા, ખાટિ, ગાટા, ગાટિ, કોટ, કુટા, કોઠા, ગોઠા, ગોઠ, ઘાટ, ઘટ, ઘટા, ઘટિ ઇત્યાદિ.

પરંતુ અમે આ સહેજ રીતિને છોડીને યુરોપની રીતિ આ પુસ્તકમાં અવલંબન કરીશું. આવું કરવાનું કારણ એ છે કે, વાંચનાર આ રીતિ શીખીને વગર હરકતે અંગ્રેજી અથવા ગુજરાતી શબ્દ વાપરી શકશે અને ભવિષ્યમાં અંગ્રેજી લખેલી સ્મૃતિવિદ્યા વિષય સંબંધી પુસ્તકો વાંચવાની વખતે ગડબડ નહિ થાય.

અંગ્રેજી વર્ણાંક રીતિ એકલી ગુજરાતીમાં લખ્યાથી વાંચનારને યાદ રાખવી મુશ્કેલ છે તે માટે પહેલા અંગ્રેજી અક્ષરના પછી તેનું ગુજરાતી પ્રતિવર્ણ અને આખરે તે વર્ણના સ્થાપન સંખ્યા આપવામાં આવે છે. સહેલાઇથી તે યાદ રહે, તે પછીથી કહેવામાં આવશે.

| | | |
|---|---|---|
| T. d | ટ, ઠ, ડ, ઢ, ત, થ, દ, ધ. | ૧ |
| n | ણ, ન. | ૨ |
| m | મ | ૩ |
| r | ર | ૪ |
| l | લ | ૫ |
| ch (soft) J. sh, g (soft) | ચ છ જ ઝ ય શ ષ | ૬ |
| c, ch (hard) k, ng | ક, ખ, ગ, ઘ, ઙ. | ૭ |
| f v | ફ વ | ૮ |
| p b | પ, બ | ૯ |
| c (soft) s z | શ, સ | ૦ |

અનુસ્વાર સ્વરવર્ણ, વિસર્ગ ઙ, ય વ જેવા y અને w આ બધા વર્ણોને બદલે કોઈ સંખ્યા વાપરવામાં આવતી નથી.

શાને માટે કિયા વર્ણને બદલે કિયો શબ્દ મુકરર થયો છે તે એકવાર જાણ્યાથી જ વર્ણાંક યાદ રહેશે: અંગ્રેજી t લખતા એક લાંબી રેખા લાગે છે તેથી તેને બદલે ૧ વપરાયો છે t અને D ની ઉચ્ચારણની જગા એક છે તેથી d ની બદલે પણ ૧ મુકરર થાય છે ગુજરાતી ત અને ટ ને પરિવર્તે t અને ડ તથા દ ને બદલે d વપરાય છે અને ઠ તથા ઢ અને થ તથા ધ ના ઉચ્ચારણ સ્થાન ઢ તથા ત ના ઉચ્ચારણની જગાથી અભિન્ન છે તેથી આ ગુજરાતી અક્ષરોના બદલે પણ ૧ મુકરર થયો. અંગ્રેજી n લખેલા બે લાંબી રેખા લાગે છે તેને માટે n ને બદલે ૨ મુકરર થાય છે. ગુજરાતીમાં ન તેના સમાન ન અને ણ ના ઉચ્ચારણમાં ઝાઝો ફરક નથી અને ञ ના ઉચ્ચારણ કેટલોક ન ના જેવો છે. તેથી આ કેટલાક અક્ષરને બદલે ૨ મુકરર થયા છે. અંગ્રેજી m લખવામાં ત્રણ લંબ રેખા લાગે છે અને મ m નો પ્રતિવર્ણ છે. તેથી m અને મ ને બદલે ૩ મુકરર થયા છે. r કેટલીક રીતે 4 અર્થાત્ અંગ્રેજી ૪ ના જેવો છે અને ગુજરાતી ર અક્ષરના પ્રતિવર્ણ તેથી ર ને માટે ૪ મુકરર થયા છે, રોમન ગણનારાઓ l અક્ષરથી ૫૦ લખતા હતા. તેની શૂન્ય બાદ કરીને જે ૫ રહે છે તેની સ્મૃતિવિધા પુસ્તકમાં l થી સૂચિત થાય છે. l નો પ્રતિવર્ણ લ છે તેથી તેની જગાએ ૫ વપરાશે.

cypher શબ્દનો પહેલો અક્ષર c અને cypher શબ્દનો અર્થ શૂન્ય તેથી c ની જગાએ o મુકરર થયો છે, Zero શબ્દનો અર્થ શૂન્ય છે. અને તેનો પહેલો અક્ષર z અને ૪ ના ઉચ્ચારણ સ્થળ c અને સરના ઉચ્ચારણની જગાથી અભિન્ન છે તેથી આ બધા વર્ણને બદલે o મુકરર થયો છે શ જગાએ અંગ્રેજીમાં ૪ વપરાય છે એ માટે શ ના બદલે પણ o મુકરર થયો.

અંગ્રેજી p શબ્દનું માથું જો ડાબી બાજુએ ફેરવવામાં આવે તો 9 અર્થાત્ ૯ થાય આ માટે p સ્થળમાં ૯ મુકરર થયા છે. p b પ, બ તેન

ઓની જગા અભિન્ન છે તેથી એને પ્રત્યેકને બદલે ૯ મુકરર થયા છે.

અંગ્રેજી f ની જોડે 8 અર્થાત્ ૪ નું સરખાપણું છે f અને v u એક વર્ગીય છે અર્થાત્ એઓના ઉચ્ચારણની જગા અભિન્ન છે તેથી તેઓને માટે ૬ મુકરર થયા છે. દુર્ભાગ્યથી ગુજરાતીમાં f અને v ના જેવો શબ્દ નથી. એટલા માટે f અને v જ f અને v ના પ્રતિનિધિ તરીકે માની લઇને તેઓની જગાએ પણ જ વાપરવો જોઇએ.

અંગ્રેજીમાં k અક્ષરની જોડે 7 અર્થાત ૭નું કંઇક સરખાપણું છે અને k g c, ch, ng ક,ખ,ગ,ઘ,ઙ, એઓનો ઉચ્ચારણ સ્થાન અભિન્ન છે તેથી તેઓને માટે ૭ મુકરર થયા છે.

હવે સંખ્યામાં બાકી ૬ રહ્યો, અને અક્ષરમાં બાકી રહેલા તાલવ્ય વર્ગ અર્થાત્ sh, j, g, ch, ચ, છ, જ, ઝ, અને મૂર્દ્ધન્ય ષ એટલા માટે આ અક્ષરોને માટે ૬ મુકરર થયા છે. 6 નો છ અક્ષર છે તેથી છની જગાએ ૬ થશે. અને છના ઉચ્ચારણ સ્થાનથી જેટલા વર્ણ ઉચ્ચારિત થાય છે, તેઓનું સ્થાન પણ ૬ થશે. ૬ ને સંસ્કૃતમાં ષષ્ કહે છે. એનો પહેલો અક્ષર ષ છે તેથી ષ સ્થાનમાં પણ ૬ થશે.

અંગ્રેજીમાં ઉચ્ચારણાનુસારે વર્ણાંક વાપરવામાં આવે છે જેમકે

| | | | |
|---|---|---|---|
| Thigh=૧ | પરંતુ | ૧૭ | નહિ. |
| Knife=૨૮ | પરંતુ | ૭૨૮ | નહિ. |
| Dumb=૧૩ | પરંતુ | ૧૩૯ | નહિ. |
| High hand=૨૧ | પરંતુ | ૭૨૧ | નહિ. |
| Esquimaux=૭૩ | પરંતુ | ૭૩૭૦ | નહિ. |

પરંતુ ગુજરાતી શબ્દની જગાએ રીતિથી નહિ લખતા અક્ષર પ્રમાણે એક લખવા સારા છે. તોપણ ક્ષની જગાએ ૭૬ નહિ લખતા ૭ લખ્યાથી સારું જણાય છે.

વર્ણાંકના ઉદાહરણો ગુજરાતીમાં.

| શબ્દ | અંક |
| --- | --- |
| હાથ | ૧ |
| નહિ. નાં. | ૨ |
| હેમ | ૩ |
| સ્તન્ય | ૧૯=૦૧૯ |
| રાહ ખરચ | ૪૭૪૬ |
| હાસ્ય | ૦ |
| સદા | ૧ |
| હાય | – |
| હા તો | ૧ |

| અંક | શબ્દ. |
| --- | --- |
| ૧૩ | દામ, તમે, ધામો, થામો ઇત્યાદિ. |
| ૨૯ | નવું ઇત્યાદિ. |
| ૪૯ | રવ, રવિ ઇત્યાદિ. |
| ૧૨૭ | ધનુક |

અગ્રેજીમાં.

| શબ્દ | અંક |
| --- | --- |
| Toad | 11 |
| Tight | 11 |
| High lide | 11 |

Rhin seize thee ruthless king 42001 4150 77.

| અંક | શબ્દ |
| --- | --- |
| 16 | dish, ditch, touch |
| 20 | noise, nose &c. |
| 51 | late, slate. load |

118321 18412 222 a youth to fame and to fortune unknown.

## વર્ણાંક પ્રયોગ.

હવે આપણે વર્ણાંકનો પ્રયોગ જોઇએ. ધારો કે Cucumber અને કાકડી આ શબ્દમાં કોઈ રીતનો સંબંધ સ્થાપવાના લાયક શબ્દ મળતો નથી પરંતુ Cucumber શબ્દને અંકમાં લાગ્યાથી ૭૭૩૯૪ થાય છે.

ધારો કે ઇ. સ. ૧૬૦૫ માં દિલ્લીના બાદશાહ અકબરનુ મૃત્યુ થયું એને યાદ રાખવું છે. ૧૬૦૫ અંક પરથી આપણે દૂષ્યસાલ એ શબ્દ મેળવીએ છીએ. અકબરના જેવો બહુ ગુણવાન બાદશાહનું જે વર્ષે મૃત્યુ થયું હતું તેને દુર્વત્સર અથવા દૂષ્યસાલ કહી શકાય તેમ દૂષ્યસાલની જોડે અકબરનું મૃત્યુ વગર હરકતે સબંધ સ્થાપી શકાય એમ કહી શક્યાથી કદી પણ એ વર્ષને માટે આપણી ભૂલ થશે નહિ.

અકબરનું મૃત્ય દુર્વત્સર દૂષ્યસાલ કોઇ બનાવનું વર્ષ યાદ રાખવામાં તે વર્ષના સો વર્ષના સૂચક એક આપણે છોડીને કેવળ બાકીના એકથી શબ્દ તૈયાર કરી શકીએ છીએ. કેઇ શાલમાં કિયો બનાવ બન્યો એ વિષયમાં ઘણું કરીને કોઇને પણ ભૂલ થતી નથી અને બાકીના એક કે બે એમ શબ્દ તૈયાર કરવા સહેલા છે. અથવા જો સાતાબ્દીના વિષયમાં ભૂલ થવાની સંભવના હોય તો કેવળ હજારાબ્દી સૂચક એક બાદ લઇને શબ્દ તૈયાર કર્યાથી ચાલશે. આ સંકેત પ્રમાણે દિલ્લીના પહેલા મોગલ બાદશાહની રાજગાદી ઉપર બેસવાનો અને મૃત્યુનું વર્ષ નીચે લખવામાં આવે છે. બાબરે ઇ. સ. ૧૫૨૬ માં રાજ્યનો આરંભ કર્યો. તેની શતાબ્દી બોધક સંખ્યા ૧૫ ત્યાગીને બાકીની ૨૬ સંખ્યાથી આપણે નામ શબ્દ મેળવીયે છીએ. ખુશી ખુશાલીને ચહાનાર બાબરની રાજગાદી બેસવાની વખતે જે ધામધુમ થઇ હતી, તેમાં જરૂર નાચ થયો હતો. એ સ્મરણ પદ્ધતિના અનુસારે લખ્યાથી આમ થાય છે.

બાબર–ખુશી ખુશાલીને ચહાનાર રાજા લાભના ઉત્સવ–નાચ–૨૬ અંક બાદશાહથી મૃત્યુના વર્ષમાં ત્યારપછી બાદશાહનો રાજત્વનો આરંભ થાય છે. તેમ નીચે લખેલા વર્ણનમાં બાદશાહોના રાજત્વારંભના વર્ષ જૂદા દેખાડવામાં આવતા નથી.

| નામ | જે વર્ષે રાજત્વની આખર થઇ | યાદ રાખવાના શબ્દ. |
|---|---|---|
| બાબર | ૧૫૩૦ | માસ. |
| હુમાયુ | ૧૫૫૬ | લાજ |
| અકબર | ૧૬૦૫ | દુષ્યસાલ |
| જાહાંગીર | ૧૬૨૬ | શું જાણો છો? |
| શાહજાહાન | ૧૬૫૮ | alive |
| ઔરંગજેબ | ૧૭૦૭ | આથી શું થાય છે |

આ યાદ રાખવાના શબ્દોની જોડે બાદશાહોના મૃત્યુના વર્ષનો સંબંધ સ્થાપન આવી રીતનો થઇ શકે છે.

(૧) બાબરે એટલાં થોડા વર્ષો રાજ્ય ભોગવ્યું હતું કે તેને માટે કેટલા માસ માત્ર જણાયા હતા.

(૨) હુમાયુના મરવાની વખતે અકબર નાનો હતો, તે જોઇને દુશ્મનો ચઢી આવ્યા પરંતુ બધાને હરાવીને લાજ (શરમાયા) પામ્યા.

(૩) જાહાંગીર નૂરજાહાનને મેળવવા માટે કેટલા પાપના કામો કર્યા પરંતુ તેની આખરે શી દશા થઇ તે શું જાણો છો?

(૪) શાહજાહાન જે કીર્તિ રાખી ગયો છે તેમાં તે જાણે મર્યા છતાં alive અર્થાત્ જીવતો છે.

૫ ઔરંગજેબના વખતમાં મુગલોની ઘણીજ ચઢતી થઇ હતી પરંતુ તેના મૃત્યુ પછી જોવામાં આવ્યું કે મુગલ બાદશાહ પડી ભાગવાનું બીજ તેના વખતથીજ તમ થઈ ગયું હતું. આથી શું થાય છે!

આવી રીતે દરેક રાજાના રાજ્યનો આરંભ તથા આખરની સાલ, દરેક લડાઇ તથા સલાહ કરવાનું વર્ષ કે પ્રત્યેક બનાવના સાલ યાદ રાખી શકાય છે. અભ્યાસ અને અનુશીલથી યાદ રાખવાના શબ્દો તૈયાર કરવા એ ઘણુજ સહેલા થઈ પડે છે. મતલબ કે જે સંખ્યા યાદ રાખવી હોય તેનો આસપાસ વિચાર કરીને તેનું રૂપ શબ્દમાં આપ્યાથી તરત તે યાદ રહેશે. જ્યારે જ્યાં જે કંઇ સંખ્યા જુઓ તેજ શબ્દમાં ભાષાન્તર કરી લેવો. વિકટોરિયા ગાડીનો નંબર અથવા રેલ્વેના ડબાનો નંબર, ઘરનો નંબર, કોઇ લડાઇના લશ્કરની સંખ્યા, કોઇ નિશાળના ભણનારાઓની સંખ્યા વગેરે જે કોઇ સંખ્યાની યાદ રહેશે. અથવા જે કોઈ સંખ્યા આંખની સામે પડયાથી તેના યાદનો શબ્દ તૈયાર કરીને તે ગાડી, અથવા ઘર અથવા લશ્કર વા સ્કુલની જોડે શબ્દને યાદની સાંકળમાં બાધવો. હું એક ગાડીમાં બેઠો છે તેનો નંબર ૬૪ અને તેમાં ઘણુા માકડો છે ૬૪ થી માકડ શબ્દ તૈયાર થઇ શકે છે તેથી ગાડીનો નંબર યાદ રાખવો ઘણો સહેલો છે. એક દહાડો ૨૯ નંબરના ઘરમાં જઇને વિચાર કર્યો કે શી રીતે આ નંબર યાદ રાખું, ઘરમાં અંદર જતાં જતાં ચારે તરફ જોતાં જોતાં એક વડનું ઝાડ જોવા પામ્યો. તેથી મેં વડને નં ૨૯ નક્કી કર્યું તેથી તે ઘરનો નંબર હવે ભૂલતો નથી. આવી રીતે ગમે તે શબ્દ પોતાની ઇચ્છા પ્રમાણે આસપાસનાં વિચાર કરીને લગાડવાથી સંખ્યામાં ભૂલાવો પડશે તથા જે ઉપર આંકડાના નંબર પ્રમાણે અક્ષરો દેખાડયા છે તેની જોડે આસપાસનો મેળ બેસાડીને એક શબ્દ તૈયાર કર્યાથી સહેજ તે વિસરશે નહિ. મતલબ કે જૂદી જૂદી રીતિયે આંકડાઓના શબ્દો બનાવીને ઉપયોગ કર્યાથી સહજમાં તે યાદ રહે છે.

---

## પ્રકરણ ૪ થું.

## નામને યાદ રાખવાની રીતિ.

ઘણાકોની યાદદાસ્ત શક્તિનું એક વિશેષણપણું એ હોય છે કે, તેઓને કોઇના નામ યાદ રહેતા નથી. પરંતુ સ્મૃતિ વિદ્યાની મદદથી સાધના કર્યાથી તે દોષ જતો રહે છે. જે માણસનું નામ અથવા વસ્તુનું નામ યાદ રાખી શકતો નહિ હોય ને માણસની અથવા શક્તિની આકૃતિ અથવા પ્રકૃતિગત કોઇ વિશેષ લક્ષણની સાથે તે નામનો એક સંબંધ કલ્પી લીધાથી તે નામ યાદ આવશે. ધારો કે કાશીનાથ તેલંગનું નામ યાદ રાખવું છે. તેના વિષય કેટલાક વિષયો જાણીએ છીએ.

૧ ઉન્નત અને સૌન્દર્ય પૂર્ણ શરીર.

૨ અસાધારણ વૃક્તત્વ શક્તિ.

૩ એડવોકેટ અને જડજ.

ઇશ્વરચંદ્ર વિદ્યાસાગર દયાને માટે પ્રખ્યાત હતો. દયા—અસીમ દયા—ઇશ્વર.

ધારો કે મહિપતરામનું નામ યાદ રાખવું છે.

૧ દગલો અને ભેડોળ.

૨ વિલાયત ગયલો અને પ્રાર્થના સમાજીસ્ટ તેમજ પુસ્તકો લખનારો.

૩ નવો ધર્મ અને શીખવનાર.

આવી રીતે જ્યારે લોક જોશે અથવા કોઇ જગાનું નામ યાદ રાખવાની જરૂર પડશે, ત્યારે તેના કોઇ વિશેષ લક્ષણની સાથે તે નામનો સંબંધ સ્થાપ્યાથી તે નામ યાદ આવશે. બાળકો ભૂગોળ વાંચવાની વખતે શિક્ષણ વિના આવા ઉપાયથી શહેર, પર્વત, નદી વગેરેનું નામ મોં કરે છે. આ સ્વભાવ પ્રદત્ત શકિતનો સદ્ ઉપયોગ કરીને તેને ખીલવવો જોઇએ. પરંતુ તેની તરફ તાચ્છલ્ય કરવું કદી પણ ઉચિત નથી.

---

# પ્રકરણ ૫ મું.

## સાધારણ શિક્ષણ.

ગદ્ય મોંએ કરવું હોયતો દરેક વાકય (sentence) ઘણુંજ ધીરે ધીરે સારી રીતે સમજીને વાંચવા, દરેક વાકયના મોટા શબ્દની જોડે પાસેના વાકયના પ્રધાન શબ્દ સ્મારક શૃંખલાથી બાંધવા. આવી રીતે જે શબ્દ પરસ્પર મળશે. તે એકવાર જૂદી રીતે ગોખીને પણ પહેલાથી વાકયો બોલવાનો યત્ન કરીને જોશો કે વગર હરકતે તે કહી શકાશે. જો કોઇ વાક્ય યાદ નહિ આવે તો એકીવારે તે વાકય નહિ વાંચતાં તે વાકય સૂચક શબ્દ જોઈ લેવા. તેમાં પણ જો વાકય યાદ ન આવે તો તે વાંચવા. પુસ્તકનો કોઇ ભાગ સાધારણ રીતિથી અર્થાત વારંવાર ગોખીને મોંએ કરતા જેટલો વખત લાગે છે, આ યાદ રાખવાની રીતિથી મોંએ કરવામાં પહેલા તેના ચાર ભાગના કરતાં એક ભાગ જેટલો વખત લાગે છે. આવી રીતે વાંચવાનું ફળ એ થાય છે. કે જે વાંચવામાં આવે છે. તેના દરેક ભાગના ઉપર સંપૂર્ણ રીતે ચિત લગાડવાનો અભ્યાસ ઉત્પન્ન થાય છે. જ્યારે સાધનાથી આ અભ્યાસ બીજા સ્વરૂપ રૂપમાં ખીલે છે, ત્યારે જે અતિ સહેલાઇથી બધા વિષય શીખાય છે તે કોઇને કહેવું પડે એમ નથી. જો એક બે દહાડા અથવા એક બે અથવાડિયા માત્ર આ રીતે અભ્યાસ કરીને કહે કે એનાથી આશા રાખ્યા પ્રમાણે ફળ થતું નથી. તો તેઓને અમે કહીશું કે શરીરની કસરત કર્યાથી એક બે દિવસમાં એક બે અઠવાડીઆથી કંઇ વિશેષ લાભાલાભ જોવામાં આવતો નથી. બે અઠવાડિયાજ મુદગર ફેરવ્યાથી અથવા ડંબેલ ફેરવ્યાથી જરાપણ લાભ થશે જ. જેઓ કદી કસરત કરતા નથી તેઓ જો એકદમ એક દહાડો વધારે ચાલે અથવા બીજી જાતની શરીરની મહેનત કરે તો જેમ શરીરમાં દુખાવો થાય છે અને તે દુઃખવાથી જો ત્યાર પછી બીજી વધારે શરીરની ચાલના નહિ કરે તો જે-

મ તેઓના શરીર પહેલાની પેઠે નકામું થાય છે. જેઓ માનસિક પરિશ્રમ કરવામાં અભ્યાસ વગરના છે તેઓ જ્યારે પહેલાં વહેલાં આ રીતિથી અધ્યયન કરેછે, ત્યારે તેઓનું મન થાકી જાય છે પરંતુ તેમાં ડર નહિ રાખતાં જે આ અભ્યાસની રીતિ પ્રમાણે ચાલે છે તે ધીરે ધીરે માનસિક બળથી બળવાન થઇને ધારેલું ફલ મેળવવાને સમર્થ થાય છે.

સાધનાથી શી રીતે શરીર વિશેષની શક્તિનો આશ્ચર્ય પ્રકારનો વિકાસ થાય છે, તેનું એક દૃષ્ટાંત આપવામાં આવે છે. જાપાનના દાંતના ડાકટરો કોઇ રીતના હથિયારથી કોઇના પણ દાંત ઉખાડતા નથી. તેઓ કેવળ આંગળીની મદદથી તે કામ બજાવે છે. એટલુંજ નહિ પણ કોઇના દાંત નહિ હાલ્યા છતાં પણ તેઓ બે આંગળીથી ઝાલીને વગર હરકતે કોઇ પણ સારા દાંતને ઉખાડી નાખે છે. પરંતુ તેઓની આંગળીની આ શક્તિ કંઇ કુદરતી હોતી નથી, એ અભ્યાસથી થયલી છે. લાકડાના એક તકતામાં ઘણાક નાના નાના કાણા હોય છે. તે બધા કાણામાં દાંતના જેવા ખુટા ભરાવવામાં આવે છે. એ દાંતના ડાકટરો આંગળી તથા અંગુઠાથી કાઢવાનો પહેલા અભ્યાસ કરે છે. પહેલ વહેલા આ ખુટા કાઢવા બહુ મુસ્કેલ પડે છે. બે વર્ષ સુધી આવો અભ્યાસ કર્યાપછી દાંતના ડાકટરો દાંતની દવા કરવામાં લાગે છે. તેઓની આંગળીમાં એટલું બળ હોય છે કે, એક સારા બળવાન જુવાનીના દાંત આંગળીથી ઝાલીને પાંચ છ સેકંડમાં ઉખેડી નાખે છે. વાંચનારે યાદ રાખવું કે, આ અસાધારણ સામર્થ્ય બે વર્ષના લાગટ કરવાનું ફળ છે. માનસિક કોઇ શક્તિની સિદ્દિલાભ કરવી હોય તો તેવી કઠોર સાધનાની જરૂર પડે છે.

પદ્ય પણ ગદ્યની પેઠે મોંએ કરાય છે. ગદ્ય કરતાં પદ્ય મોંએ કરવું સહેલું છે, કેમકે પદ્યમાં નિયમિત લઘુ ગુરૂ ઉચ્ચારણ, યતિ, મિત્રાક્ષર વગેરેમાં જે સરખાપણું છે, તેમાં પદ્ય થોડી મહેનતથી જ મનમાં ઠસી જાય છે.

ઇતિહાસ વાંચવાની વખતે લેખનચ્છેદ એટલે પેરેગ્રાફના મોટા મોટા બનાવ દેખાડનાર વાક્ય અથવા શબ્દની જોડે પછવાડેના પેરેગ્રાફના મોટા

બનાવ દેખાડનાર વાક્ય અથવા શબ્દ ઉપર લખેલા નિયમ પ્રમાણે યાદદાસ્ત શાંકળમાં બાંધીને બધા વાંચેલા ભાગ યાદ રાખવાનો યત્ન કરવો. જે જગ યાદ નહિ આવે, તે જગાએ યાદ દાસ્તવાળા શબ્દ અથવા વાક્ય યાદ કર તેથી પણ જો યાદ ન આવે તો પહેલા તે યાદ લાવનાર શબ્દ અથવા વા જોઇ લેવા તેથી પણ યાદ નહિ આવે તો યાદના વિષયો વાંચી લેવા. ઇતિહ સમાં જે ટૂંકું વર્ણન અથવા epitome જોવામાં આવે છે, તે આ રીતિ વિના બીજી કંઇજ નથી. એના સિવાય જ્યારે જે દેશનો ઇતિહાસ વાંચે ત્યારે તે દેશનો નકસો સામે રાખીને જુઓ. જ્યારે જે જગાનું નામ આપવા આવે, ત્યારે તે જગા નકશામાં જોવી. જ્યારે જે કોઇ માણસ અથવા જગા નામ વાંચો, ત્યારે ઐતિહાસિક કોષમાં તે માણસનું અથવા જગાનું વધારે વર્ણ મળે છે તે પણ વાંચી લેવું. ઇતિહાસ વાંચતી વખતે તે સંબંધી ઐતિહાસિ નવલકથા વાંચ્યાથી ઇતિહાસ સહેલાઇથી યાદ રહે છે.

ભૂગોળ વાંચવાની વખતે સર્વદા નક્સો સામે રાખીને વાંચવી જોઇએ તેથી અતિ ઝડપથી ભૂગોળનું જ્ઞાન તથા યાદ રહેછે. એક નિશાળીઓ વળ ચોપડી વાંચી યુરોપના કેટલાક પ્રદેશો મોંએ કરે છે અને નિશાળીએ નકસો જોઇને કરે છે, તેના ઉપરની જોશો કે જે નકસો જોઇને અભ્યા કરે છે, તે બીજા છોકરા કરતા ચોથા ભાગના સમયમાં પોતાનો પાઠ યાર કરશે.

અંકગણિત શીખવવા માટે કોઇ વિશેષ નિયમની જરૂર પડતી નથ સર્વદા અંકનું અનુશીલન કર્યાથી જે કેવળ એકજ ઉત્તમ રૂપે અભ્યા થાય છે એમ નથી. અંકગણિતના અનુશીલનમાં સર્વ વિષયમાં ધ્યાન અ પવાથી અસાધારણ શક્તિ ઉત્પન્ન થાય છે. તેથી અંકગણિત, બીજગણિ અથવા ભૂમિતિ—સર્વદાએ બધા વિષયનું અનુશીલન કરવું કર્તવ્ય છે.

ઘણા જુવાન વયના વાંચનારાઓએ સાંભળ્યું હશે કે દુનિયા એવા માણસો છે કે જેઓએ અભ્યાસની દશામાં વિશેષ પરિશ્રમ નહિ કર

છતાં પણ અસાધારણ માનસિક પ્રતિભા દેખાડી છે. પરંતુ બધું ભૂલભરેલું કહેવું છે. જુવાન વાંચનારાઓએ કદી પણ ધારવું નહિ કે તેઓ વગર મહેનતથી પ્રતિભાશાળી અથવા genius થઈ શકે. બેકન, મિલ્ટન, વિદ્યાસાગર, બંકિમચંદ્ર, જગદીશ્વરચંદ્ર, તેલંગ, મહેતા, રાનાડે કોઈ વગર મહેનતથી, વિના સાધનથી થઇ શકયા નથી. જેમ રોમ અથવા મુંબઇ એક દહાડામાં બની શકતું નથી, આ સ્મૃતિવિદ્યા અથવા બીજી કોઇ વિદ્યા એકદમ થઈ શકતી નથી. આ યાદદાસ્તની વિદ્યા પણ વિશેષ યત્નથી મળવી શકાય છે. જેમ કસરતના વિષયના પુસ્તકો વાંચ્યાથી બળની વૃદ્ધિ થતી નથી. તેમ આ પુસ્તક વાંચ્યાથી પણ સ્મરણ શક્તિની વૃદ્ધિ થશે નહિ. આમાં લખેલા નિયમ પ્રમાણે સાધના કર્યાથી જ સ્મૃતિ શક્તિ વધશે.

---

## પ્રકરણ ૬ ઠું.

### ઇંદ્રિય શક્તિની વૃદ્ધિથી સ્મૃતિ શક્તિની વૃદ્ધિ થાય છે.

આપણે જે સારી રીતે જોઈએ અથવા સારી રીતે સાંભળીએ છીએ તે આપણા મનમાં ઘણા દિવસ સુધી સ્પષ્ટ રીતે રહે છે. સારી રીતે જોવામાં ઉત્તમ જોવાની શક્તિ અને સારી રીતે સાંભળવામાં ઉત્તમ શ્રવણ શક્તિની જરૂર પડે છે, કોઇ કોઇ માણસની કુદરતી રીતે આ બધી શક્તિઓ પ્રબળ હોય છે. તેથી તેઓ જે તરફ જુએ છે તે તરફ જે કંઈ હોય તે બધું સ્પષ્ટ જોઈ શકે છે અને સામાન્ય શબ્દ પણ તેના સાંભળવામાં આવે છે. કોઈ કદાચ કહે છે કે આંધળા અને બહેરા અથવા આંખ તથા કાનના રોગ નહિ થવાથી બધા સારી રીતે જોઇ અને સાંભળી શકે છે. પરંતુ ખરી રીતે તેમ નથી. બે માણસ એકજ રસ્તેથી એકઠાં ફરવાના પછી જો તેઓને પૂછવામાં આવે કે, તમે શું શું જોયું તો એક કદાચ રસ્તાની પાસેના અને રસ્તાથી છેટેના બધા ઝાડ, વેલના નામ,

કિયા ઝાડના ઉપર વેલ છે કે નહિ, કિયા સ્થાનમાં ઝાડ પર ફુલ ખીલ્યાં છે, કિયા સ્થાનના કિયા ઝાડ પર નવા પાંદડાં ફુટયા છે, કિયા ખેતરમાં કેવો પાક થયો છે, કિયા સ્થાનની માટી કેવા રંગની છે, માર્ગમાં કુવા વાવ ક્યાં છે, તે તળાવમાં કિયાં પ્રકારની શેવાલ છે, કેટલાક માણસો તે માર્ગમાંથી તેઓની બીજી ગમ ગયા, ઈત્યાદિ હકીકત કહી શકે છે, પરંતુ રસ્તાની બાજુએ કેટલાક માણસો એકઠાં થઇને તમાકુ પીતા હતા એના શિવાય બીજા માણસો કદાચ કંઇ કહી શકશે નહિ. ત્યારે શું બીજા માણસની આંખ પર બીજી કોઇ વસ્તુ પડી નહોતી ? તેમ નથી. તેણે બીજી કોઇ વસ્તુના ઉપર ધ્યાન આપ્યું નથી તેથી તે વસ્તુનું પ્રતિબિંબ તેના મગજમાં સ્પષ્ટ રૂપથી અંકિત થયું નહોતું. જે દૃષ્ટિ માર્ગમાં પડે છે તે મગજમાં સ્પષ્ટ રૂપે અંકિત થઇ પણ શકે નહિ. આના ઉપર જો કોઇને પણ સંદેહ થતો હોય તો તેને માટે એવુ એક દૃષ્ટાંત આપુંછું કે જે સર્વદા બને છે. જેઓ ઘડિયાળ પોતાની જોડે રાખેછે તેઓ વખત જાણવા માટે વખતો વખત ખીસામાંથી ઘડિયાલ કાઢીને જોવા પછી તે પાછું ખીસામાં રાખે છે તેઓ ઘડિયાળ ઉઘાડયા પછી તેની તરફ નહિ જોતાં ખીસામાં રાખે છે એવું કદી પણ બનતું નથી. પરંતુ તે માણસોને જો ઘડિયાળ જોવાના પછી તરતજ કેટલાક વાગ્યા ? આ સવાલ કરવામાં આવે તો તેઓમાંથી સેંકડે પંચાસ માણસો જ કહી શકશે નહિ કે આટલા વાગ્યા. તેઓને ફરી ઘડિયાળ બહાર કાઢીને વખત કહેવું પડશે. તેનું પણ કારણ બરાબર ધ્યાન નહિ લગાડવું એ છે.

આના ઉપરથી જણાયું હશે કે સારી રીતે જોવાનું બીજુ નામ દેખાતી વસ્તુના ઉપર ધ્યાન લગાડીને જોવું. જો આપણે ચિત્ત લગાડીને જોઈએ તો આપણી જોવાની શકિતનો વધારો થાય છે અથવા ખીલે છે. જ્યારે નાના છોકરાં પહેલા ભણવાની સરૂવાત કરે છે, ત્યારે કોઇ શબ્દ એકદમ વાંચી શકતા નથી–એક એકના પછી એક અક્ષર વાંચે છે. ધારો

કે "માખી" આ શબ્દ લખેલો છે. પહેલા શીખવાની વખતે બાળકો આવી રીતે વાંચે છે-મ એ આ મા ખ એ દીર્ઘ ઈકારખી-માખી આવી રીતે ધીરે ધીરે અભ્યાસ કરતાં કરતાં છોકરાંની જોવાની શક્તિ એટલી વધારે થાય છે કે કોઈ શબ્દના દરેક અક્ષર નહિ વાંચતાં એકદમ શબ્દ તેઓ બોલી શકે છે. અભ્યાસથી આ શક્તિ વધારે ખીલી શકે છે. આવા વાંચનાર છે જેઓ એકદમ એક લીટી વાંચી શકે છે. સારી રીતે વાંચવું હોય તો અંગ્રેજી શિક્ષણના ગ્રંથમાં લખ્યું છે કે Keep your eyes a head of what you read " અર્થાત્ જે વાંચોછો તેના બીજા શબ્દના ઉપર નજર રાખો." પહેલા પહેલા આવો વાંચવાનો અભ્યાસ કરવો કંઈ કષ્ટ દાયક જેવો લાગે છે-તેમાં અર્થ સમજવામાં હરકત પહોંચે છે. પરંતુ દરરોજ એક કલાક આવું કષ્ટ કરીને વાંચ્યાથી એક મહિનામાંજ આવું વાંચવું સહેલું થઈ પડશે. ત્યાર પછી અર્થ સમજવામાં કષ્ટ પડશે નહિ. ગ્લાડસ્ટન ત્રણ ચાર સેકન્ડમાં કોઈ પુસ્તકનું એક પાનું વાંચતો હતો. તે જ્યારે પુસ્તકો વાંચવા બેસતો હતો ત્યારે હાથમાં ચોપડીના પાનાં કાપવા માટે ચાકુ લઈને કાપતાં કાપતાં પાનુ વાંચતો હતો અને થોડીવારમાં ગમે એટલા મોટા પુસ્તકમાં શું શું છે તે જાણી લેતો હતો. બકલ નામનો એક પ્રસિદ્ધ ઇતિહાસ લખનાર કોઈ પુસ્તક ઉઘાડતાંજ તેની સોળ લીટી વાંચી શકતો હતો તેથી જોવાની શક્તિ જે ઉપાયથી વધી શકે છે તે વિષયમાં કંઈ પણ શક નથી.

જે ઉપાયથી જોવાની શક્તિ વધ્યાથી યાદદાસ્ત શક્તિ વધી શકે છે તે જણાવવામાં આવે છે. પહેલા એક ટેબલ ઉપર અથવા સાદડી કે સેતરંજી ઉપર બે ત્રણ પુસ્તકો, એક ખડિયો, બે ત્રણ કલમ, એક ઘડિયાળ, કાગળ, પેનસીલ, ચાકું, કાતર વગેરે દશબાર વસ્તુ જ્યાં ઇચ્છા હોય ત્યાં રાખો. કંઈ વસ્તુ ક્યાં છે અને શી શી વસ્તુ છે તે સારી રીતે જોઈ લ્યો. ત્યાર પછી આંખ બંધ કરીને તે બધી વસ્તુના વિશે ચિંતન કરો. બધી વસ્તુની

સંખ્યા, દરેકના નામ, સ્થાન આકાર અને રંગ માનસપરપર અતિ સ્પષ્ટ રીતે જોવા. જો સંપૂર્ણરૂપે એ યાદ નહિ હોય તો તે વસ્તુઓ ફરી જોઇ લેવી. વારંવાર યત્ન કર્યા પછી બધી વસ્તુના પ્રતિબિંબ અતિ સ્પષ્ટ રીતે મનમાં જોઈ શકશો. એ પહેલો પાઠ છે. પછી તે બધી વસ્તુની સાથે બીજી કેટલીક વસ્તુઓ સામેલ કરીને બધી વસ્તુની જગા ફેરવવી, ફરી વસ્તુની સંખ્યા, સ્થાન વગેરેના વિષય ચિંતન કરો કેવળ ટેબલ અથવા સેત્રંજીના ઉપર વસ્તુ રાખીને આ શિક્ષણ મળે એમ નથી. કોઈ પણ તરફ નજર ફેરવીને સારી રીતે જુઓ, તે તરફ કેટલા ઝાડ, કેટલાં ઘરો ઇત્યાદિ છે. અથવા એક મહા ભીડની તરફ તાકીને જુઓ, કેટલા માણસો ઉભા છે, કેટલા માણસો બેઠા છે, કેટલા માણસો હસે છે ઇત્યાદિ. ત્યારપછી આંખ મીંચીને મનમાં ને મનમાં તે દેખાવ જુઓ. આવી રીતે બધી વસ્તુના ઉપર એક ચિત્તથી અથવા ધ્યાન લગાડીને જોવાનો અભ્યાસ કર્યાથી જોવાની શક્તિ અને યાદ દાસ્ત શક્તિ બેઉની અસાધારણ રીતે સાથે વધારો થશે. ત્યાર પછી સારી રીતે જોવાને માટે વધારે વખતની જરૂર જણાશે નહિ. એક નજરથી જોયાથીજ બધી વસ્તુઓ સારી રીતે જોવાશે અને તે જોયેલી વસ્તુના વિષય પણ યાદ રહેશે. એ શક્તિ અસાધારણ રૂપે છે તેથી જ યુરોપના સચિત્ર વર્તમાન પત્રના ખબરપત્રીઓ રણક્ષેત્રમાં, ઉત્સવની જગાએ અથવા દુકાળમાં પીડાના દેશમાં જઇને તે તે જગાના યથાર્થ ચિત્ર દોરી શકે છે. એક લડવૈયો બીજા એકની સાથે અથવા એક ટોળાના લડવૈયા બીજા ટોળાની સાથે શી રીતે લડાઈ કરે છે, એ એકવાર માત્ર જોતાંજ તેના બરોબર ચિત્ર આંકે છે. કેમકે, એ બધા બનાવ એક વખત ધીરે ધીરે જોવા અસંભવતા છે. તેમ ઉત્સવની જગાએ પણ હાથી, ઘોડા, ગાડી, નાના પ્રકારના પોશાક ધારણ કરેલા માણસો વગેરેનો પ્રવાહ પણ ધીરે ધીરે જોઇ શકાતો નથી. પરંતુ ચિત્રવાળા ન્યુસપેપરના આર્ટિકલો અથવા ખબર

પત્રીઓ એકવાર માત્ર જોતાંજ તેનું ચિત્ર દોરી શકે છે. આ શક્તિના અસાધારણ ખીલાવ્યાથી ચોરો મોટી મોટી ચોરીઓ કરે છે. તેઓ કોઈ તદબીરથી ઘરમાં જઇને એક માત્ર દીવાશળાઇ સળગાવીને ક્યાં શું છે, તે તરફ આંખ ફેરવીને જોઇ લીધા પછી તે પ્રકાશ ઓલવી નાખે છે. ત્યાર પછી તેઓને જે વસ્તુ લેવાની ઇચ્છા થાય છે તેની પાસે જઇને તે લઈ જાય છે. અંધારા ઓરડામાં ફરવા હરવાને તેને કંઈ પણ અડચણ પડતી નથી, અને તેઓના શરીરને કે પગને કોઈ પણ વસ્તુ અથડાતી નથી. કેમકે ક્યાં શું છે તે તેઓ યાદ રાખે છે, તેથી તે અનુસારે ચાલે છે. કવિયો પણ પ્રાકૃતિક દેખાવો જોઇને તે બધા દેખાવના સુંદર ભાગો મનમાં ને મનમાં એકઠા સ્થાપીને કાલ્પતિક જગત બનાવે છે.

ઉપલા દૃષ્ટાંતો પરથી જોવાની શક્તિની જોડે જોડે યાદદાસ્તશક્તિ વધે છે, તે દેખાડવામાં આવ્યું. સાંભળવાની શક્તિની જોડે પણ તેવી સ્મરણ શક્તિની વૃદ્ધિ થઇ શકે છે. અહિંયાં બાળકોને કેળવણીની રીતિ અવલંબન કરવી જોઇએ. પંખીઓ ઓરંડયા અને સવારનું પહોર થયું. આ બધા વાક્યો એકવાર સાંભળીને છોકરાં મોંએ કરી શકશે નહિ. પરંતુ એક એક વારે બે માત્રા કે ચાર માત્રા કરીને કહેવાથી તેઓ વગર હરકતે મોંએ કરી શકશે. આવી રીતે ધીરે ધીરે વધાર્યાથી એકીવારે આખર સુધી અને આખરે પૂર્ણ ચ્છેદ સુધી કહયા પણ તેઓ બોલી શકશે, સાંભળવાની શક્તિમાં ધ્યાન આપવાને માટે લગભગ બધી નિશાળોમાં ડીકટેશન લખવાની રીતિ પ્રચલિત છે. પરંતુ શીક્ષકો ઘણીક જગાએ બરાબર એક એક કરીને શબ્દ ફરીને નિશાળીઓને લખાવે છે. કોઇ બીજી તરફ ચિત્ત લગાડનાર છોકરો કદાચ એક શબ્દ ધ્યાન પૂર્વક સાંભળતો નથી, તે તે શબ્દ ફરી સાંભળવા ચાહે છે—શિક્ષકે તે વગર વાંધે કહેવો. આમ કર્યાથી ડીકટેશન લખવાની મૂળ મતલબ ઉધી થઇ જાય છે. ડીકટેશન લખાવવાની મૂળ મતલબ નિશાળીઓના બીજી તરફ

જતા ચિત્તને છેટે રાખવા અને ધ્યાન લગાડવાની વૃત્તિને મજબુત કરવી છે. તે નીચે લખેલા ઉપાયથી સંશોધન થઇ શકે છે. પહેલા નિશાળીઓ ની માનસિક શક્તિ સમજીને કેટલાક શબ્દ એકવાર માત્ર કહેવા જોઇએ. નિશાળીઆઓ સમજી શકે કે એકવારથી વધારે કદી કહેવામાં આવશે નહિ. તેમ થયાથી નિશાળિયાઓ કાન લઇને તથા એકાગ્ર મનથી સાંભળશે. જે નિશાળીઓને પહેલાં લખતાં ભૂલ થાય છે તે સારી રીતે સાંભળવાને માટે વધારે યત્ન કરશે. પણ શબ્દની સંખ્યા વધારતાં જવું આમ કરતાં કરતાં ધીરે ધીરે ડીકટેશન લખવાની શક્તિ જેટલી વધશે તેટલા વધારે શબ્દો લખી શકશે. આખરે ઘણાક વાકયો પણ તેમ એકવાર કહેતાંજ લખશે. આવો અભ્યાસ કરાવ્યાથી યાદદાસ્ત અને સાંભળવાની શક્તિ એટલી વધશે કે, કોઇ ગાનાર અથવા ભાષણ આપનારને એકવાર માત્ર સાંભળતાંજ ફરી તે તેના બોલ બોલી શકશે. સ્વર્ગીય કેશવચંદ્ર સેન, કૃષ્ણમોહન બંધ્યોપાધ્ય, કૃષ્ણદાસ પાલ, કાશીનાથ ત્રિંબક તેલંગ, માધવ ગોવિંદ રાનાડે વગેરે મોટા માણસોની આવી શક્તિ હતી કે, તેઓ કોઇએક સભામાં જે સારા ભાષણો આપતા હતા, તે ઘણા દિવસ પછી પણ કહી શકતા હતા. મોંઢેથી બોલીને લખવાની રીતિ જેટલી વધારે ફેલાયછે તેટલું ભલું થાય છે.

આવીરીતે બીજી ત્રણ ઇન્દ્રિઓની પણ શક્તિ વધારવાની જોડે જોડે યાદદાસ્ત શક્તિ પણ વધારી શકાય છે.

આ પ્રકરણમાં જે લખવામાં આવ્યું છે, તેજ સ્મરણ શક્તિ વધારવાનો સ્વભાવિક અને મોટામાં મોટો ઉપાય છે.

---

## પ્રકરણ ૭ મું.

### એક કામ એક વખતે કરવાથી ધીરે ધીરે યાદદાસ્ત શક્તિ વધે છે.

જ્યારે કંઇ કામ કરવામાં આવે ત્યારે એકાગ્ર ચિતથી તે કરવું.

આવી રીતે કામ કરવાનો અભ્યાસ પડવાથી તેનું પરિણામ સારૂ નીવડે છે. લોકો એક વખતે જૂદા જૂદા વિષયમાં ચિત્ત ઘાલી શકતા નથી એમ નથી. શતાવધાન ઉપાધિ ધારી પંડિત ગટુલાલ અને કેટલાક તેલંગ બ્રાહ્મણો તથા દક્ષિણના બ્રાહ્મણો વારંવાર મુંબઇમાં તેમજ બીજા સ્થળમાં એક વખતે જૂદી જૂદી તરફ મન લગાડીને જે અસાધારણ દૃષ્ટાન્ત દેખાડે છે તે બધાને આશ્ચર્ય પમાડે છે. તેઓને પહેલા પાદ પૂરણને માટે એક ચરણ આપવામાં આવે છે, તે શ્લોકના બીજા ત્રણ ચરણો બનાવવા બેસે છે. તે વખતે સેતરંજ કે સોગટા બાજી કે પાના રમે છે, એ વખતે એક માણસ થાલીના અવાજ કરે છે, તે વખતે એક માણસ તેના પીઠ ઉપર ઘણી ઝડપથી આંગળીઓ કરે છે, વળી એક માણસ પોતાના હાથમાં તાળીઓ પાડે છે, બીજા એક માણસ સંસ્કૃત, લાટિન અથવા ગ્રીક કવિતા મોંએ બોલે છે. શતાવધાન જ્યારે સેતરંજની, પાનાની કે સોગટાની રમત પૂરી કરે છે તે અરસામાં મનમાં ને મનમાં શ્લોક બનાવ્યો છે, તે વાંચે છે તેના પછી તેની પીઠ ઉપર આંગળીઓ મારનારને કહે છે કે આટલી આંગળીઓનો સ્પર્શ કર્યો, કેટલીવાર હાથ તાળી વગાડી હતી તે કહે છે, સામેના ઘડિયાળનું પેંડુલમ કેટલીકવાર ટક ટક કર્યું છે તે કહે છે અને તે સંસ્કૃત, લાટિન અને ગ્રીકમાં કહેલી કવિતા બરાબર આબાદ મોંએ બોલે છે.

પરંતુ તેમ હોવા છતાં પણ કોઇ વિષય શીખવાનો આરંભ કરવાની વખતે જો કોઇ બીજી તરફ ધ્યાન આપે તો તે કદી કૃતેહમંદ થશે નહિ. કોઇ વિષય પહેલા શીખવાની વખતે પ્રાણ મન તેમાં લગાડવા જોઇએ. સંસારના બીજા બધા વિષયમાંથી મનને ખેંચી લઇને કેવળ શીખવાના વિષયના ઉપર ધ્યાન લગાડવું જોઇએ. એ વિષયમાં મહા ભારતમાં એક સુંદર દૃષ્ટાન્ત આપવામાં આવ્યું છે. કૌરવ બાળકોએ કેવી અસ્ત્ર વિદ્યામાં કુશળતા મેળવી છે, દ્રોણાચાર્ય એક દહાડો તેની

પરીક્ષા લેતો હતો. એક ઝાડ ઉપર એક બનાવટી પક્ષી મૂકીને તેનાપર તીર ફેંકીને વિંધવું. પહેલા યુધિષ્ઠિરને બોલાવ્યો. દ્રોણે કહ્યું, પેલા પક્ષીને વિંધ એને વિંધીને નીચે પાડવું જોઇએ. તું તીર બરાબર તાક. યુધિષ્ઠિરે જેવી આજ્ઞા આપી તે પ્રમાણે કર્યું. તે વેળાએ દ્રોણે પૂછ્યું, તું શું જોય છે ? યુધિષ્ઠિરે જવાબ દીધો, હું ઝાડ, પક્ષી, અહિંયાં રહેલા બાળકોને જોઉં છું અને બીજી બધી વસ્તુઓ જોઉં છું, આચાર્યે તે વેળાએ તે જગાપરથી તેને જવા કહ્યું. આવી રીતે ઘણાક પરીક્ષાર્થીઓને દૂર કર્યા. અને અર્જુન હાજર થયો તેને ધનુષ્યને તીર લગાડતાંજ આચાર્યે પૂછ્યું, શું જુએ છે ? અર્જુને કહ્યું, હું ઝાડ અને પક્ષી જોઉં છું તે વેળાએ આચાર્યે તેને તીર તાકવાને કહ્યું, અર્જુને તેમ કર્યું. આચાર્યે ફરી પૂછ્યું, શું જુએ છે ? અર્જુને કહ્યું, કે વળી પક્ષી જોઉં છું. ત્યાર પછી બોલ્યો. પક્ષીનું કેવળ માથું જોઉં છું તે વેળાએ આચાર્યે તીર ફેંકવાને હુકમ આપ્યો અને અર્જુને બરાબર તાક્યું અને પક્ષીને વિંધ્યું.

આરંભ કરવાની વખતે બધાએ આવી રીતે એકાગ્ર ચિત્તવાળા થવા જોઇએ. એ વાસ્તે જ્યાં લોકો વાતો કરે અથવા ગડબડ મચાવે અથવા જ્યાં ચિત્તને ખેંચે એવી કોઈ વસ્તુ હોય, ત્યાં પહેલું શિક્ષણ કદી સારૂં થતું નથી. તે જગા છોડીને નિર્જનમાં જઇને સાધના કરવી જોઇએ. આવી રીતે કરતાં કરતાં એવી એક શક્તિ ઉત્પન્ન થશે કે પછી ચિત્તાકર્ષક વસ્તુ પાસે રહેવા છતાં પણ ઘણીક રીતે મનને સંયત કરીને ધારેલા વિષયમાં મન લગાડી શકાશે.

---

## પ્રકરણ ૮ મું.

## સ્મૃતિવર્દ્ધનના બીજા ઉપાયો.

જેઓ સ્મરણ શક્તિની સારી રીતે રક્ષા કરવા ઇચ્છે છે, તેઓએ પહેલા શરીર અને મગજના રોગથી બચવાની તજવીજ કરવી. બેઉને નહિ

થકાવતાં તેને કામમાં લગાડવા. રોગની અવસ્થામાં શરીર કે મનની કંઈ પણ મહેનત કરવી નહિ જોઇએ. પરંતુ પીડા જો પરિશ્રમના અભાવથી થાય તો પરિશ્રમજ તેનું એક માત્ર ઔષધ છે. સ્મરણ શક્તિની રક્ષાને માટે બ્રહ્મચર્યનું અવલંબન કરવું. ગુલંચ, અપામાર્ગ, વિડંગ, શંખની, વચ, હરિતકી, શુંઠ અને શતમૂળી સરખે ભાગે ખાડીને તેમાંથી અડધો તોલો તાજા ઘીની સાથે મેળવીને ખાધાથી સ્મરણ શક્તિ સતેજ રહેછે.* ફાસફરસ વાળી ઔષધી ખાધાથી મગજ સતેજ થાય છે, પરંતુ વૈદ્યની સલાહ વિના તેનો ઉપયોગ કરવો નહિ.

પાશા અને શોગટાબાજી રમ્યાથી દૃષ્ટિ શક્તિ કંઇક વધારે પસરે છે ખરી, પરંતુ તેનાથી સ્મરણ શક્તિનું કંઈ સારૂ થતું નથી. દંડો ફેંકીને ઝાલવો, કુદવું, વાસ અથવા નાના શળીયા ઉપર અથવા દોરડાના ઉપરથી જવું, એ બધાનો અભ્યાસ કરવામાં વિશેષ ધ્યાન લગાડવાની જરૂર પડે છે, તેથી સ્મૃતિ શક્તિ પણ વધે છે.

પાઠ કરવાથી સ્મણ શક્તિનો વધારો કરવામાં ઘણીજ મદદ મળે છે. તે ખરી રીતે આપણામાં હમેશાં રાખી શકાય એમ કરતા આવડે છે. મેળવેલું જ્ઞાન પાઠાંતરથી જેટલો કાળ સ્મૃતિમાં રહેશે તેટલો વખત તે જ્ઞાન બીજા કોઈ પણ ઉપાયથી રહેવું કઠણ છે. અર્થાત્ સ્મણ શકિત સાધ્ય કરી લેવાની જે બીજા સાધનો છે તેમાં આ સાધન ઘણું સુલભ તથા શ્રેષ્ટ છે એવું કહેવામાં હરકત નથી.

હવે આ પાઠાંતર કરવાની આદત માણસને નાનપણથી હોય તે ટલી સારી છે. તેમ તેને તે સ્થિતિમાં તથા પછીથી ઘણોજ ફાયદો થાય છે. આપણને સારી રીતે તરતા આવે એ જેમ આદત ઉપર અવલંબીને હોય છે—આદત નથી તેવા માણસને બે માઇલ જવાને કહ્યું હોય તો

---

* गुडुचपामार्गविडंग शंखनी, वचा भया शुंठी शतावरी समा घृतेन लाढा प्रकोरेतिमानवं, त्रिभिर्यिनैः श्लोकसहस्र धारिणं.

તેનાથી જવું મુશ્કેલ પડે છે, પરંતુ જેને રોજ ચાર ચાર માઈલ ચાલવાની ટેવ હોય છે, તે સહેલાઈથી ચાલી શકે છે. તેજ પ્રમાણે ટેવ ન હોય તો સ્મરણ શક્તિ દૃઢ થવી મુશ્કેલ છે. અષ્ટાવધાનથી શતાવધાની વગેરે જે જોઇએ છીએ તે ઘણું કરીને ઉપર લખેલા યત્નથીજ થયલા હોય છે. હવે ઇશ્વર દત્ત તથા કુદરતી શક્તિ માણસમાં હોવા શિવાય તેમ (શતાવધાની, અષ્ટાવધાની ઇત્યાદિ) થવું ઘણુંજ અસંભવતું છે તોપણ Habit is second nature આ કહેવત પ્રમાણે ટેવ પાડી હોય તો આપણાને જોકે તેની યોગ્યતા આવે નહિ તો પણ તેની પંક્તિમાં બેસવાને આપણે કોઇક રીતે પાત્ર થઇએ છીએ તેમાં કંઇ પણ સંદેહ નથી. આપણે અહિંની પ્રાચીન સ્થિતિને ફરી જોઇએ તો આપણા ધ્યાનમાં આવશે કે લેખનકળા તથા છાપવાની કળા અસ્તિત્વમાં આવવાની પહેલા પૂર્વજો શ્રુતિ સ્મૃતિના જેવા મોટા મોટા ગ્રંથ મોંએ કરતા હતા. તે વેળાએ એકાદી શ્રુતિમાંનો એકદા ભાગની ગરજ પડતી તો તે તેને મોંએ કરવા પડતા હતા. ગ્રીક લોકોએ પ્રાચીન કાલમાં હોમરનો ગ્રંથ ઈલિયડ તથા આડિસી ઘણાજ લોકપ્રિય થયા હતા. પરંતુ તે બધાને મોંએ કરવો પડતો હતો. કોઇને તે ગ્રંથની પ્રત મેળવાની હોય તો તે પોતાના જીભ ઉપર ધારણ કરવી પડતી હતી. તે વખતે તે ગ્રંથનો મનોહર ભાગ કહી દેખાડનારા ધંધાદારીઓની ઉત્પત્તિ થઇ હતી. આપણા દેશના ભાટ ચારણો લોકોની પેઠે તે ઘેર ઘેર કવિતા ગાતા ફરતા હતા. પણ હાલમાં છાપવાની કળા અસ્તિત્વમાં આવ્યાથી ઉપર લખેલો મોંએ કરવાનો ચાલ ઓછો થયો છે.

પદ્ય ગદ્યના કરતાં જલદીથી મોંએ થાય છે અને તે આપણે સહેલાઇથી મોંએ કરીએ છીએ. તેના શિવાય પદ્યના શબ્દ થોડા હોય છે અને અર્થ વિસ્તાર બહુ હોય છે અર્થાત્ તે નિયમસર મોંએ કરવામાં સ્મૃતિને ઘણું મુશ્કેલ પડતું નથી તથા તેટલો શ્રમ કરીને બધી હકીકત ગદ્યમાં મોંએ કરી તો પદ્યના જેટલો ઘણો વખત યાદ રહે છે. તેથી ગદ્યના કરતાં

પઘના ઉતારા મોંએ કરવા સારા છે. પરંતુ હાલમાં હિંદુસ્તાનના વિદ્યાર્થીઓની મોંએ કરવાની હાલત ઘણીજ શોચનીય થયલી આપણી નજરે પડે છે. મોંએ કરવાના ઉતારાનો અર્થ સમજ્યા શિવાય તે મોંએ કરવાથી સ્મરણ શક્તિ ઉલટી ક્ષીણ કરવા જેવું છે. અને અવી પ્રવૃત્તિ આજે આપણા ઘણાક દેશમાંના વિદ્યાર્થીઓની છે. બીજી અતિશોચનીય વિષય એ છે કે શક્તિથી બહાર કામ કરવું એ છે extremes are always bad (અતિ સર્વત્ર વર્જયેત્ ) પોતે આ શક્તિનો વિચાર નહિ કરતાં ઘણો મોટો બોઝો ઉપાડવો જેમ ખરાબ છે, તેમ એકદમ ઘણું મોંએ કરવાથી મગજને ત્રાસ આપવો એટલે મગજની શક્તિ ઓછી કરવા જેવું છે. આપણે જોઇએ છીએ કે જે છોકરાં આપણને નાનપણમાં ઘણા હોશિયાર જણાય છે તે પછી ઘણાજ મંદબુદ્ધિવાળા થાય છે. તેનું કારણ આજ છે. બીજું તેમ થવાના બીજા ઘણાક કારણો છે. હાલની શિક્ષણ પદ્ધતિ જેવી જોઇએ તેવી નથી; ગૃહ શિક્ષણ સારૂં નથી, પરંતુ તેમાં મુખ્ય કરીને ઉપરનું જ કારણ વિશેષ છે. હાલની શિક્ષણ પદ્ધતિના દ્વારા વિદ્યાર્થીઓના મગજ ઉપર એટલો બોઝો નાખવામાં આવે છે કે તે પછી તેનું નાશનું કારણ થાય છે. તેથી તે શક્તિ વધારવાની તે હળવે હળવે પ્રયત્ન કરીને વધારવી જોઇએ, તરત જ વધવાની છે તથા તેનો આપણ યોગ્ય ઉપયોગ થશે.

વૃદ્ધાવસ્થામાં આ મોંએ કરવાનું ઘણુંજ ઉપયોગી પડે છે. વૃદ્ધાવસ્થામાં શક્તિ જતી રહેલી હોવાથી વાંચવું, લખવું તથા નવા વિચારો કરવા એ અશક્ય હોય છે અને તેથી સ્મરણશક્તિ ઘણીક નાશ થવા જેવી થાય છે. પરંતુ મોંએ કરેલા વિષયો તેને થોડીક રીતે પોતાના સ્વાધીન કરીશકાય છે. ઉચ્ચારના શિવાય વિચાર આવતા નથી અને વિચારના શિવાય આચાર થતા નથી, ત્યારે કોઇપણ કામ કરવાને પહેલા ઉચ્ચારની ઘણી જરૂર પડે છે તથા તે કામ મોંએ કરેલાનું આપણા તરફ હોય છે.

સ્મરણ શક્તિને વધારવામાં સાવધાન ચિત્તની ઘણી જરૂર છે, કોઈ

પણ વિષયનું લક્ષપૂર્વક અવલોકન નહિ કરતાં એક વિષય ઉપરથી બીજા વિષય ઉપર જવું એ સ્મરણશક્તિને કોઇપણ પ્રકારે મદદ નહિ કરતાં ઉલટું તેની શક્તિ ઓછી થાય છે. વિષય ઉપર સારી પેઠે ધ્યાન હોવાથી તે જેટલો વખત ધ્યાનમાં રહે છે, તેટલો વખત ઉપર ઉપર વિષય જોનારાને વિષય ધ્યાનમાં રહેતા નથી. જગતમાં ઘણી વસ્તુઓ આપણી નજરે પડે છે, પરંતુ તેનું આપણે લક્ષપૂર્વક અવલોકન નહિ કરવાથી તે રહેવા જોઇએ તેવા આપણા સ્મરણમાં રહેતા નથી. વસ્તુમાત્ર નજરની સામે રહે છે, પરંતુ આપણું ધ્યાન બીજી તરફ હોવાને લીધે તે આંખની સામે હોવા છતાં પણ આપણને જણાતા નથી. આપણા મિત્ર જ થોડાક વખત પછી તે વસ્તુનું વર્ણન કરવાને કહેવાથી તે આપણાથી મુદલે કરતા આવડતું નથી. તેનું કારણ લક્ષ પૂર્વક અવલોકનની ખોટ છે. કોઇપણ વિષયની તરફ સાવધાન ચિત્ત હોવાથી તેમાંની કોઇપણ બાબત ધ્યાનમાં રાખવાનું આપણને સારૂં સમજાય છે: અને તે પ્રમાણે આપણે ધ્યાનમાં રાખવાની બાબતના યોગ્ય વર્ગ પાડીએ છીએ. તેના કરતાં સાવધાન ચિત્તથી અવલોકન કરેલા વિષયનું મનન કરતાં તે વિષય વધારે યાદ રહે છે. લક્ષ પૂર્વક જોયલી વસ્તુ ઉપર ઉપર જોવાની વસ્તુના કરતાં વધારે ધ્યાનમાં રહે છે. એ દરેકના અનુભવમાં હશેજ તો પણ તેનું હાબહુબ ચિત્ર લોકોની સામે મૂકવું એ ઘણું મુસ્કેલ ભરેલું છે. પરંતુ તેજ વસ્તુનું ચિત્ર એક વખત આંખ મીચીને અન્તઃકરણમાં ઠસાવવાનો આપણે યત્ન કર્યો, તો તે વસ્તુ સ્મરણમાં વિશેષ કાળ રહીને લોકોની પાસે જેવું ને તેવું મૂકી શકાય છે. જ્ઞાનના વિષયમાં પણ એવાજ પ્રકાર લાગુ પડે છે. લક્ષ પૂર્વક અવલોકન કરેલા વિષયને મનન કરવાથી તે વિષય ચિત્તમાં સાસાં ઠસે છે.

વિચાર કરવાથી સ્મરણ શક્તિ ઓછી થાય છે, આ સર્વ સામાન્ય સિદ્ધાન્ત બધાને માન્ય હોવો જ જોઇએ. જેની વિચારશક્તિ વધારે હોય છે, તે પ્રમાણથી તેની સ્મરણશક્તિ ઓછી હોય છે. આ જગાપર

કોઈ એવો વાંધો કાઢશે કે, એક વખત અવલોકન કરેલા વિષયને પાછી સ્મરણશક્તિની આગળ લાવવાથી તે સંબંધનો આપણે વિચાર કરીએ છીએ એમ છે, ઉપર ઉપર જોનારને એવું જણાય છે. પરંતુ સૂક્ષ્મરીતે જોનારે તે સંબંધી વધારે વિચાર કર્યાથી ઉપરનો અભિપ્રાય ભૂલ ભરેલો એવું તેને માલમ પડયા વિના રહેનાર નથી કારણ કે જે વિષયનું એક વેળા અધ્યયન કર્યું તો તે વિષય આપણી યાદદાસ્તમાંથી જાય નહિ તેથી આપણે તેનું વારંવાર અધ્યયન કરીએ છીએ—તે વિષયને આંખની સાથે લાવીએ છીએ, પરંતુ તેમ નહિ કરતાં જો આપણે બીજા એકદા વિષયનું જ્ઞાન મેળવવા માટે લખીએ તો આપણો પહેલો વિષય થોડીક રીતે નાશ પામ્યોજ હોત, તથા તેમ થવુંજ પણ તદન ખરૂં છે. તેથી એકજ વિષયનો અભ્યાસ વારંવાર કર્યાથી એકજ વિષય ધ્યાનમાં રહેશે પરંતુ તેને થોડોક વખત છોડીને આપણે બીજા વિષય ઉપર વિચાર કરવા લાગ્યા તો પહેલો વિષય તે પ્રમાણમાં સ્મરણ શક્તિમાંથી ઓછો થશેજ તેનો દરેકનો અનુભવ આવ્યો હશે. તથા તેના ઉપરથી ઉપરની રીતમાં ફેર સહેજથી સમજાય એવો છે. નાના છોકરાંની યાદ દાસ્ત ઘણીજ તીવ્ર હોય છે તેનું કારણ શું છે? તે વખતે તેના ભેજાની પર ઘણા વિષયના વિચારનો બોજો પડેલો હોતો નથી; પરંતુ જે પળથી નિશાળે જઈને મોંએ કરવાના યંત્રમાં અટકયો એટલે તેની સ્થિતિ જોવી. આપણા દેશની સ્ત્રીઓના સંબંધમાં પણ એક વાત વિશેષ ધ્યાનમાં રાખવા જેવી છે. દુષ્ટ અંધ પરંપરાની ચાલથી શિક્ષણની બાબતમાં કોઇ પ્રકારની હીલ ચાલ કરવામાં સ્ત્રીઓને સ્વાતંત્રતા નહિ હોવાથી તેની વિચાર શક્તિ ઉપર મુદ્દલે બોજો પડતો નથી; અને તેથી તેની સ્મરણ શક્તિ ઘણીજ તીવ્ર હોય છે. લગ્નાદિ શુભકાર્યમાં ગવાતા ગાયનો ગીતો કંઇ પણ મોંએ કર્યા શિવાય ગાયછે બ ઇ બાબતમાં પણ તેઓની યાદ દાસ્ત શક્તિ વખાણવા જેવી હોય છે. તે ઉપરથી જોતાં વિચાર શક્તિ વધ્યાથી સ્મરણ શક્તિ ઓછી થાય છે, એવું કોણ કહેશે નહિ ? આંધળાની સ્મરણ શક્તિ સારી હોવાનું કારણ તેજ છે. સારાંશ

વિચારથી સ્મરણ શક્તિ ઓછી થાય છે તે ખરૂં છે.

પુસ્તક એ એક જાતના મિત્ર છે. પુસ્તક વાંચવાથી મોટા મોટા વિદ્વાનોની સારી પીછાન થઇને પોતાના જ્ઞાનની વૃદ્ધિ થાય છે, તથા તેનાથી પોતાનું ઐહિક તથા પારલૌકિક સુખ સાધવાનો ઘણોજ ઉપયોગ કરી શકાય છે. દરેક પુસ્તક એ લખનારનો ફોટો છે. તેમાં તેના વિચારની તસવીર હૂબેહુબ ઉતારેલી હોય છે. અર્થાત્ તેના ઉપરથી પોતાનું જ્ઞાન વધારવાનો ઘણોજ સંભવ હોય છે. વાંચવાથી સ્મરણ શક્તિને મદદ મળે છે, એવું ઘણાઓનું કહેવું છે. પરંતુ સૂક્ષ્મ દૃષ્ટિથી જોતાં તે ખરૂં જણાતું નથી. વાંચવાથી વિચાર વધે છે. અર્થાત્ વિચારશક્તિ વધ્યાથી સ્મરણશક્તિ ઓછી થવીજ જોઇએ, ઉપલો સિદ્ધાન્ત આ જગાપર લાગું પડે છે. તેથી વાંચનાથી સ્મરણશક્તિ વધતી નથી પણ ઉલટી ઓછી થાય છે. હવે જે વિષયનું જ્ઞાન આપણને એક વખત થયું છે તે સંબંધી તેજ વિચાર વાંચતાં ફરી આપણી સામે આવે તો કેટલેક અંશે સ્મરણ શક્તિને મદદ મળે છે. અને એવી રીતે કોઈ પણ પુસ્તકો વાંચવાને લીધું હોય તો થવાનો સંભવ હોય છે. તેથી ઘણાકોના મતે વાચન સ્મરણ શક્તિને મદદ કરે છે એવું નક્કી કર્યું હશે. સાંભળવાના પ્રકાર પણ તેનાજ જેવા છે. વાંચવામાં તથા સાંભળવામાં વિશેષ ફરક પાડી શકાતો નથી.

લખવાની મદદથી આપણે મેળવેલું જ્ઞાન જેવું ને તેવું કાયમ રાખી શકીએછીએ ફક્ત વિચારથી મનમાંના વિચારોની ગડમડ થઇને સ્મૃતિમાંથી કંઇક જતા રહે છે; પરંતુ લખ્યાથી વિચારને વ્યવસ્થિત પણામાં આણી શકાય છે. વાંચેલા વિષય લખી રાખ્યાથી તે જેટલો વખત આપણા ધ્યાનમાં રહેશે તેટલો કાળ કેવળ વાંચવાથી રહેનાર નથી. તેથી કોઈ પણ વિષય પુસ્તકમાંથી વાંચ્યા પછી પુસ્તકને એક બાજુએ મૂકીને તે પોતાની ભાષામાં લખી કાઢવાનો દરેકે પ્રયત્ન કરવો એ સારૂં છે. તેથી આપણા જ્ઞાનની વૃદ્ધિ થઇને નાની પણ વાતો સ્મરણમાં રાખવાની આપ-

ણને સારી ટેવ પડે છે. તથા પોતાની ભાષામાં સુધારો થઇને ભાષા જ્ઞાન વધારનો સંભવ થાય છે, અને એવી પદ્ધતિથી બીજાના વિચારને કેટલેક દરજ્જે પોતાના કરી લેવાની આપણામાં શક્તિ આવે છે. વાંચવાથી નાની શુની વાતને યાદ રાખવાનો મુદલે સંભવ હોતો નથી તેથી તેનું શિક્ષણ કરવું જોઇએ ત્યારેજ તે આપણે વારંવાર યાદ દાસ્તની આગળ લાવી શકીએ છીએ. તેનો દરેકને અનુભવ હશે. એક પશ્ચિમ દેશના વિદ્વાનનો પણ એ સંબંધમાં એવોજ મત છે કે, દરેક માણસે પોતાની પાસે હ-મેશા એક નોટબુક રાખવી તથા તે પુસ્તકમાં અનેક પ્રકારના વિષયના પાનાં પાડીને અને દરરોજ તેમાં તેને નવા કાઢેલી નોટ લખવી તેથી મ-ગજને ઘણો ત્રાસ નહિ પડતાં ઘણી બીના થોડી મહેનતથી યાદ રાખવાની શક્તિ આવશે.

વાતચિત્ત કહેતાં એક માણસની જોડે બીજા માણસની વાત ચિત્ત કરવી છે. આ વાતચિત્ત કરવાના ઘણા પ્રકાર છે. આપણે ઘરમાં હોઇને ઘરના માણસોની જોડે જે બોલ ચાલ કરીએ છીએ, તે ચાર માણસોની જોડે વાતચિત્ત બીજી પ્રકારની હોય છે. તેમજ વિદ્વાન મંડળીની સભાની વખતે તેના કરતાં જૂદી વાતચિત્ત હોય છે. બધી વાતચિત્ત ત્રણ જાતનાં માણસોની જોડે થાય છે. ૧ જ્ઞાનમાં પોતાના ક-રતાં ચઢીઆતા માણસની જોડે વાતચિત્ત,૨ સરખા એટલે જ્ઞાનમાં પોતાની બરોબરની જોડે બોલવું, ૩ જેનું જ્ઞાન આપણા કરતાં ઓછું છે તેની જોડે વાતચિત્ત કરવી. આ ત્રણ જાતના ત્રણ પ્રકારના ફાયદા થાય છે. પરંતુ તેનું અહિં વર્ણન કરતાં લંબાણ થાય તેથી કરીને તે નહિ કરતાં આ વિષયનો જે મુદ્દાનો વિષય છે, તેનોજ અહિં વિચાર કરવામાં આવે છે. વાતચિત્ત કરવામાં બીજા જેવા ઘણા લાભ થાય છે, કલ્પના શક્તિ વધે છે, સમય સૂચકતા આવે છે, બુદ્ધિનું મંદપણુ જઇને તેની તીવ્રતા આવે છે તેમજ યાદ દાસ્ત શક્તિ દૃઢ થવાના કામમાં પણ ઘણેક દરજ્જે કારણ ભૂત થાય છે. પુસ્તકમાંથી અથવા વર્તમાન પત્રમાંથી વાંચીને મેળવેલું

જ્ઞાન અથવા એકાદા વિદ્વાન મોંએ મેળવેલું એકાદા વિષયનું જ્ઞાન તેજ વિષય ઉપર એકાદી સભામાં અથવા આપણા મિત્રોની જોડે વાતચિત્ત કરતાં જેટલો કાળ સ્મૃતિમાં રહેવાનો સંભવ છે, તેટલો કાળ ફક્ત સાંભળ્યાથી અથવા વાંચવાથી રહેવાનો સંભવ નથી; એ વાત દરેકના અનુભવમાં આવવા જેવી છે. "વાદે વાદે જાયતે તત્વબોધઃ" વાતચિત્ત દરેક માણસને પોતે મેળવેલા જ્ઞાનનો પુનરૂચ્ચારણ કરવાને લીધે-મેળવેલા જ્ઞાનને મોંએ કરવાના કારણથી—યાદદાસ્તને મજબુત કરવાનો મુદલે જો પ્રયત્ન નહિ કર્યો હોય તોપણ તેને વિશેષ બળ મળે છે. એવું કહેવામાં કંઇ પણ હરકત નથી. કુસ્તી કર્યાથી શરીરમાં રહેલી શૈથિલ્યતા જતી રહીને શરીર જેમ ચાલાખ તથા સતેજ જણાય છે, તેમ વાતચિત્તથી સ્મરણ શક્તિ ચાલાખ તથા તીવ્ર થાય છે.

નીચે યાદ દાસ્ત ઓછી થવાના કારણો કહેવાય છે,

૧ નાનપણમાં લગ્ન કરવા.

૨ ગેર ઉપયોગથી શરીરનો ક્ષય કરવું.

૩ રાત દહાડા અશાંતિ અને કલહમાં રહેવું.

૪ વધારે ખટાસ અને તીખુ ખાવું.

૫ ખાવાની વખતે ગળા સુધી ખાવું.

૬ કર્તવ્ય કાર્ય પડતું મૂકયા પછી તે કદી કરવું નહિ.

૭ વાંચેલાં, સાંભળેલાં અથવા જોયલાં વિષયના ઉપર કદિ પણ મનમાં જગા આપવી નહિ.

૮ આવકના કરતાં વધારે ખર્ચ કરવો અને ઘણું ઉધાર કર્જ કરવું.

૯ દૂધ અને ઘીનો ઉપયોગ છોડી મૂકવો.

૧૦ આખી રાત જાગવું અને દહાડે સૂવું.

૧૧ હમેશાં કેવળ વર્તમાનપત્રો વાંચવા.

૧૨ વાચાળતાથી શી રીતે લોકોને હસવી શકાય તેના હમેશાં વિચાર કરવા

વાંચનારે ખચીત જાણવું કે ઉપર લખેલા ઉપાયો પકડયાથી ઘણીજ ઝડપથી યાદ દાસ્ત શક્તિ ઓછી હશે.

જે કામ કર્યાથી મનને ઘણીવાર સુધી એક વિષયમાં લગાડી શકાય નહિ અથવા કરાય નહિ, તે કામથી સ્મરણશક્તિની ઉન્નતિ થતી નથી. એક વિષયમાં ઘણીવાર સુધી મન લગાડવાનો અભ્યાસ કરવાથી જ યાદ દાસ્ત શક્તિ અને સાધારણ રીતે મનની બીજી શક્તિયો વધે છે. જ્યારે એક વિષયમાં ધ્યાન આપતાં આપતાં મન થાકી જાય ત્યારે વિશ્રામ અથવા બીજા કોઇ વિષયની ચર્ચા કરવી જોઇએ.

---

## પ્રકરણ ૯ મું.

### બીજી તરફ મન વળતુ હોય તેને ઠેકાણે સર લાવવાનો ઉપાય.

ઘણાઓના જાણવામાં હશે કે કોઇ કોઈ વખતે એવું થાય છે કે અધ્યયન કરતાં કરતાં મન બીજી બાબતનો વિચાર કરવામાં જાય છે. શી રીતે મન પોતાના અગોચરના વિષયથી વિષયની તરફ ખેંચે છે તે બીજા પ્રકરણમાં તેલ વેચનારની પક્ષી અને હબસે લખેલી વાત પરથી જણાશે. તેવી એ લાભની વાતનો વિચાર કરતાં કરતાં વિપુલ ઐશ્વર્યનો માલેક થયો, મનમાં ને મનમાં લગ્ન કર્યા અને મનમાં ને મનમાં સંસારના કલહમાં પ્રવૃત્ત થયો, આખરે ખરેખર માથું હલાવ્યું. બીજા માણસે સ્વદેશીઓના એક પછી એક વિવાદની બાબત સાંભળતાં સાંભળતાં તેના મનમાં ચાર્લસ વિશ્વાસઘાતકના–ઇસ્કારિયટ–ખ્રિસ્ત આ સ્રોત પ્રવાહિત થઇને તેના મનને દિનારમાં પહોંચાડયું. આમ બધાઓ એક વાક્ય સાંભળ્યાથી મન બીજા વિષયનો વિચાર કરવામાં ગુથાય છે. ઇચ્છા કર્યા છતાં પણ વખતો વખત મન અધ્યયન કરવાના વિષય છોડીને બીજા વિષયના વિચારમાં મગ્ન થાય છે. કોઈ કોઈ વખતે મનની અવસન્નતા અને કોઈ

કોઇ વખતે પહેલાની આસક્તિથી આમ થાય છે. જેમ અતિ સુસ્વાદુ વસ્તુ ખાતાં ખાતાં પણ જીભ અભિભૂત થઈ જાય છે, તેમ સારા વિષયો હમેશાં અધ્યયન કરતાં કરતાં મન થાકી જાય છે. જ્યારે મનનો આવો અવસાદ થાય ત્યારે તેને બીજા વિષયમાં લગાડવું અથવા વિશ્રામ આપવો જોઇએ. એક ગ્રંથકાર એક વાર બીજા બે માણસની જોડે એકત્ર બેસીને કેટલાક હિસાબ કરતો હતો. ત્રણ જણમાં એક જણો હિસાબ લખતો હતો, બીજા બે જણા તે જોતા હતા ઘણા હિસાબો કરતાં કરતાં લગ ભગ રાત પૂરી થવા આવી હતી. આખરે એક સામાન્ય ગુણાકાર કંઈ પણ મળ્યો નહિ. જે હિસાબ કરતો હતો તે મોટે મોટે બોલતો હતો " આઠને આઠ દશ " પરંતુ સાંભળનારાઓમાંથી કોઇએ એ ભૂલ પકડી નહિ. તે રાત્રે બધા નિરાશ થઇને સૂતા. બીજે દહાડે સવારે ઉઠીને ફરી તે નાનો સરખો હિસાબ કરવા જતાં ત્રણ જણા સમજ્યા પામ્યા કે આઠને આઠ દશ થાય નહિ. પહેલા જો થોડીવાર સુધી વાતો કરત અથવા પુસ્તક વાંચત તો મનની થકાવટ જાત. કાવ્ય અથવા દર્શન શાસ્ત્ર વાંચતાં વાંચતાં થકાવટ થયાથી જો કંઇક ગણિતની ચર્ચા કરવામાં આવે તો મન ફરી સતેજ થઈ જાય છે. તથા મનની ઘણી થકાવટ તથા માથું ભારી થવાથી એકદમ ઘણી ઝડપથી જ્યાં સુધી થાકવામાં આવે ત્યાં સુધી ચાલ્યાથી મનની થકાવટ તથા માથાનો ભાર તદન જતો રહે છે. શરીરને માટે પણ આ નિયમ લાગુ પડે છે. જો ઘોડા ઉપર જતાં જતાં થાક ચઢયો હોય તો થોડાક વખત ચાલતા ગયાથી તે થાક જતો રહેછે.

બીજી તરફ ધ્યાન લાગવાનું બીજું કારણ પહેલાની આસક્તિ છે. જે જે વિષયોનો હમેશાં વિચાર કરે છે અથવા જે કાર્ય સર્વદા કરે છે, વાંચવાના પુસ્તકના શબ્દ–વિશેષ અથવા ભાવ વિશેષ તેના મનને અજાણી રીતે તે વિષયના વિચારમાં ખેંચી લઈ જાય છે. આપણામાં ચાલતી એક કથા છે કે પ્રહલાદને વિદ્યારંભ કરવાની વખતે ક અક્ષર જોઇને પોતાના

કૃષ્ણની વાતનું સ્મરણ થયું, કેમકે તે ઘણો કૃષ્ણનો ભક્ત હતો. તેમ જે નિશાળીયા ઘણા નાટક જોવાને પ્રિય હોય છે તેઓ નાનો શબ્દ સાંભળ્યાથી નાટક યાદ આવશે એ જાણ્યાની પણ ઘણાઓના બીજી તરફ ધ્યાન જવાનું ઓછું થશે, કેમકે જે રોગનું કારણ જાણવામાં આવે છે તે અડધો આરામ થાય છે " **A disease known is half cured**"

સંસ્કૃત રઘુવંશ કાવ્યનું " કથં ભૂતી " નામની એક ટીકા છે. તેમાં દરેક શબ્દ સંબંધમાં " કથં ભૂત ? " આ પ્રશ્ન પૂછવામાં આવ્યો છે. અને પછી તેનો જવાબ આપ્યો છે.

પ્રશ્ન—कथं भूतौ जगतः पितरो ? ઉત્તર वागर्थाविव संपृक्तौ जगतः पितरौ । જ્યારે મન અચલ થાય—અભ્યાસના વિષયમાં મન લગાડી શકાય નહિ, ત્યારે ઉપર લખેલા કથંભૂતી ટીકાના અનુકરણમાં પ્રશ્ન અને ઉત્તર આપીને વાંચ્યાથી ધ્યાન અપાશે તેથી અભ્યાસની જગા યાદ રહેશે નીચે તેનું એક દૃષ્ટાંત આપવામાં આવે છે.

બાઇબલમાં એક જગાએ લખ્યું છે કે જેઓ ખોટું બોલે છે ઇશ્વર તેઓને આ સજા આપે છે કે તેઓ કોઇના પણ ખરા બોલવાપર વિશ્વાસ લાવી શકતા નથી; પરંતુ ખોટી વાતને જ ખરા તરીકે ધારે છે.

ઉપલા વાક્યના સંબંધમાં નીચે લખેલી રીતે પ્રશ્ન અને ઉત્તરથી વાંચવા જોઇએ.

પ્રશ્ન—ક્યાં લખ્યું છે કે જેઓ ખોટું બોલે છે, ઇશ્વર તેઓને આ સજા આપે છે કે તેઓ પણ ખરા બોલવા પર વિશ્વાસ લાવી શક્તા નથી; પરંતુ ખોટી વાતને જ ખરા તરીકે ધારે છે.

ઉત્તર—બાઇબિલમાં એક જગાએ લખ્યું છે કે જેઓ ખોટું બોલે છે. ઇશ્વર તેઓને આ સજા આપે છે કે તેઓ કોઇની પણ ખરા બોલવા ઉપર વિશ્વાસ લાવી શક્તા નથી. પરંતુ ખોટી વાતનેજ ખરી તરીકે ધારેછે.

પ્રશ્ન—બાઇબલમાં એક જગાએ શું લખ્યું છે ?

ઉત્તર—બાઇબલમાં એક જગાએ લખ્યું છે કે, જેઓ ખોટું બોલે ઇત્યાદિ.

પ્રશ્ન—બાઇબલમાં એક જગાએ કોના વિશે લખ્યું છે કે ઇશ્વર તેઓને આ સજા આપે છે કે તેઓ ઇત્યાદિ.

ઉત્તર—બાઇબિલમાં એક જગાએ લખ્યું છે કે જેઓ ખોટું બોલે છે ઇત્યાદિ.

પ્રશ્ન—બાઇબલમાં એક જગાએ લખ્યું છે કે જેઓ ખોટું બોલે છે, છે, ઇશ્વર તેઓને શું કરે છે ?

ઉત્તર—બાઇબિલમાં એક જગાએ લખ્યું છે કે જેઓ ખોટું બોલે છે ઈત્યાદ.

ઉપર લખેલી રીતે સવાલ જવાબ કરીને વાંચ્યાથી વાકયના પ્રત્યક ભાગના ઉપર ધ્યાન લગાડવું પડશે. વાંચનારે યાદ રાખવું કે દરેક સવાલમાં વાકયના લગભગ બધા અને પ્રત્યેક જવાબમાં બધા વાકય કહેવા જોઇએ.

હવે કોઈ વાંધો કાઢશે કે વાકય જો આટલીવાર કહેવા એમ છે તો સવાલ જવાબનું કષ્ટ નહિ કરતાં તેટલી વાર બોલ્યાથી તે મોંએ ચડી જાય છે. એના જવાબમાં કહેવું એ છે કે, આ કંટાલા ભરેલા કામજ બીજી તરફ મન જવાના રોગનું એક માત્ર ઔષધ છે. નાનપણમાં એક વાકય અથવા શબ્દ વારંવાર ગોખલાની વખતે પણ મન બીજા વિચારમાં લાગે છે, પરંતુ આવી રીતે સવાલ જવાબ કર્યાથી મનને આ તરફ પેલી તરફ જવાની સંભવના રહેશે નહિ. નિશાળિયોને શીખામણ એ છે કે તેઓએ દરેક ઇતિહાસ અથવા મનોવિજ્ઞાનમાંથી બે ત્રણ વાકય આવી રીતે સવાલ જવાબથી વાંચવા તેમ કર્યાથી બે મહિનામાં તેઓની બીજી તરફ ધ્યાન જતા બંધ થશે. પહેલ વહેલા આવા સવાલ જવાબ કરીને વાંચ્યાથી ઘણો વખત લાગશે ખરો, પરંતુ અભ્યાસથી મન જેટલું એકાગ્ર થશે તેટલા સવાલ જવાબ મનમાં એટલા ઝડપથી બનશે કે તેમાં પછીથી વખત લાગશે નહિ.

---

# નારાયણ હેમચંદ્રનાં પુસ્તકો.

## વાર્તાનાં પુસ્તકો.

| | |
|---|---|
| પાંચ વાર્તા | ૦। |
| પ્રિયદર્શિકા | ૦। |
| જુની પુરાની વાર્તા (૮ વાર્તા) | ૦। |
| ફુલદાની અનેબીજી વાર્તા(૪વાર્તા) | ૦। |
| સ્ત્રીસદ્બોધ વાર્તાવલિ (૫વાર્તા) | ૦। |
| બદરૂદીન | ૦।= |
| કોહિનુર | ૦॥ |
| કેટલીક વાર્તા ( ૫ વાર્તા ) | ૦। |
| કર્પૂરમંજરી | ૦। |
| રજપુત ટેક વાર્તા ( ૫ વાર્તા) | ૦। |
| સુંદરલાલ | ૦। |
| રામચરિત | ૦।= |
| મૃણાલિની | ૦॥ |
| કર્ણસુંદરી | ૦। |
| સ્નેહ તરંગ ( ૧૩ વાર્તા ) | ૦॥ |
| અવગુણ પર ગુણ ( ૫ વાર્તા) | ૦॥ |
| જયસિંહ | ૦॥ |
| વિવિધ મીઠી વાર્તા (૯ વાર્તા) | ૦॥ |
| કમળ કુમારી | ૦॥ |
| પ્રેમ તરંગ ( ૧૮ વાર્તા ) | ૧॥ |
| વાસવદત્તા | ૦॥ |
| નાની મીઠી વાર્તા ( ૮ વાર્તા ) | ૦॥ |
| રોમિયો અને જુલિયટ | ૦॥ |
| રત્નાવળી | ૦॥ |
| રાજર્ષિ ગોવિંદ માણિક્ય | ૦॥। |
| લક્ષ્મી | ૦॥। |
| મા અને દીકરી | ૦॥। |
| હીરાકુંદી | ૦॥। |
| નર્મદા. | ૦॥। |
| કમળ | ૦॥। |
| સ્નેહ કુટીર ( ૫ વાર્તા ) | ૦॥। |
| નંદકોર | ૦॥। |
| માણેક | ૦॥। |
| પ્રેમકથા ( ૫ વાર્તા ) | ૦॥। |
| કૃષ્ણલાલનું વિલ | ૦॥। |
| ફુલની માળા | ૦॥। |
| વિષ વૃક્ષ | ૦॥। |
| યોગ જીવન | ૦॥। |
| જીવન સંધ્યા | ૧ |
| વૈધકન્યા | ૦।= |
| હૃદય વિકાસ ( ૫ વાર્તા ) | ૦।= |
| ઉત્તમરામ ચરિત ( વાર્તા ) | ૦।= |
| જીવન પ્રભાત | ૧ |
| સ્નેહ રશ્મિ | ૧॥ |
| રસ રશ્મિ | ૧॥ |
| પ્રેમ રશ્મિ | ૧॥ |
| અશ્રુમતી નાટક | ૦॥ |

## સાહિત્યનાં પુસ્તકો.

| | |
|---|---|
| નાટક તત્વ | ૦॥ |
| ગાયન તત્વ | ૦। |
| કાવ્ય તત્વ | ૦॥ |
| કવિ તત્વ | ૦॥ |
| કાળીદાસ અને શેકસપિયરની તુલના | ૦॥ |
| કાવ્ય ચર્ચા | ૦॥= |
| સંગીત ચર્ચા | ૦।= |
| નાટ્ય ચર્ચા | ૦।= |
| ગ્રંથ ચર્ચા | ૦।= |
| ઐતિહાસિક ચર્ચા | ૦।= |
| જીવન ચરિત્ર વિષે ચર્ચા | ૦। |
| સાહિત્ય ચર્ચા | ૧। |

## ધર્મનાં પુસ્તકો.

| | |
|---|---|
| હિંદુશાસ્ત્ર રામાયણ | ૧॥ |
| હિંદુશાસ્ત્ર-અઢાર પુરાણ | ૧॥ |
| ધર્મ બંધુ | ૦। |
| હિંદુશાસ્ત્ર-વેદ સંહિતા | ૦।≈ |
| ધર્મ તત્વ | ૦। |
| સંસાર ધર્મનીતિ | ૦। |
| ધર્મજ્ઞાન | ૦॥ |
| ઇશ્વર જ્ઞાન | ૦॥ |
| હૃદય તત્વ | ૦॥ |
| બ્રાહ્મ ધર્મનાં વ્યાખ્યાન | ૧ |
| ઉપનિષદ | ૦।≈ |
| કર્તવ્ય કર્મ | ૦।≈ |
| આર્યધર્મ નીતિ | ૦।≈ |
| બ્રાહ્મધર્મ | ૦।≈ |

## વિજ્ઞાનનાં પુસ્તકો.

| | |
|---|---|
| સ્મૃતિવિદ્યા અથવા યાદશાસ્ત્ર શક્તિ વધારવાનો ઉપાય | ૦। |
| તારા મંડળ | ૦। |
| હસવા રોવાનું તત્વ | ૦। |
| વિશ્વ ઉત્પત્તિ તત્વ | ૦। |
| મનુષ્યોત્પત્તિ તત્વ | ૦। |
| પૃથ્વી ઉત્પતિ તત્વ | ૦। |
| સમાજ ઉત્પત્તિ તત્વ | ૦। |
| રાજ્ય ઉત્પત્તિ તત્વ | ૦। |
| બ્રહ્માંડ તત્વ | ૦।≈ |
| જીવોત્પત્તિ તત્વ | ૦। |
| સૂર્ય | ૦। |
| સૃષ્ટિ ઉત્પત્તિ તત્વ | ૦। |
| અધ્યાત્મિક વિજ્ઞાન તત્વ | ૦॥ |
| ઐન્દ્રિક તત્વ | ૦॥ |
| સૌન્દર્ય તત્વ | ૦॥ |
| પ્રેમ તત્વ | ૦॥ |
| હતતત્વ વિવેક | ૦॥ |
| અપરાધ તત્વ | ૦॥ |
| વિવિધ જ્ઞાન | ૦॥ |
| જ્ઞાન મંદિર | ૪ |

## જીવન ચરિતનાં પુસ્તકો.

| | |
|---|---|
| કીર્તિ મંદિર | ૪ |
| હું પોતે | ૩ |
| વીરમંડળ ભાગ ૧ લો | ૧ |
| વીરમંડળ ભાગ ૨ જો. | ૦॥। |
| સ્વદેશ પ્રેમી પુરૂષો | ૦।≈ |
| જોનસ્ટુઅર્ટમિલનું જીવનચરિત | ૦॥ |
| ડાક્ટર સામ્યુઅલ જોનસનનું જીવન ચરિત | ૦।≈ |
| થિયોડર પાર્કરનું જીવન ચરિત | ૦॥ |
| ફાધર ડામિયનનું જીવન ચરિત | ૦।≈ |
| કેશવ ચરિત | ૦।≈ |
| આર્યજીવન ચરિતમાળા | ૦।≈ |
| બાળબોધક વાર્તા | ૦॥ |
| છોકરાંનાં સારાં કામ | ૦।≈ |

## સ્ત્રી ઉપયોગી પુસ્તકો.

| | |
|---|---|
| સ્ત્રીસૌન્દર્ય મંદિર | ૪ |
| રમણી રત્નમાળા | ૨ |
| સ્ત્રીહિત શિક્ષા | ૦।≈ |
| સ્ત્રીઓનાં સારાં કામ | ૦। |
| હિંદુસ્ત્રીઓનાં યશોગાન | ૦। |
| બહેન ડોરાનું જીવન ચરિત | ૦।≈ |

**નારાયણ હેમચંદ્ર.**

કાવસજી પટેલ તળાવ રસ્તો મુંબઈ